# પ્રેમપંચોતરી

અથવા

## પ્રેમનિરૂપણ લઘુકાવ્ય.

---

રચી પ્રગટકરનાર,

**કવિ જીવરામ અજરામર ગોર;**

"સરસ્વતી શૃંગાર" ના અધિપતિ ઇત્યાદિ.

આવૃત્તિ બીજી.

**ઉપજાતિ વૃત્ત.**

"અમુલ્ય જવાહીર જદા જણાશે,
ગ્રાહક તુચ્છે તુછના ગણાશે;
જગા પ્રમાણે જડ માન માને,
ન માન હાની કશિયે હીરાને."

(ગુલાબીરામ.)

---

સંવત ૧૯૫૯.—ઇ. સ. ૧૯૦૩.

કિંમત ત્રણ આના.

આ પુસ્તક.
ઇન્ડીઆ સરકારના સને ૧૮૬૭ ના ૨૫ મા
આક્ટ મુજબ રજીષ્ટર કરાવી સર્વ
હક સ્વાધિન રાખ્યા છે.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ.

# प्रेमनी वाणीविषे
## कवित्त.*

प्रेमबिन बानी सो डरानी[1] जग-जंतहोंकों[2],
संतहोंकों मानी यह औगुनकी[3] खानी[4] है;
प्रेमबिन बानी सो पिछानी अकल्यानी हम,—
दानी जनहोंकों अत जशहुकी हानीहै;
प्रेमबिन बानी सोतो नर्ककी निशानी अत,
प्रेमबिन शानी[5] सब दुनियां दिवानीहै;
सुनो रत्न! जानी 'जीव' प्रेमहुकी बानीबिन,
जन-मुख सूके सर[6] प्रेम मुख-पानीहै !!!

---

* આ કવિત્ત પ્રેમસંબંધીની ચર્ચામાં પૂછાયેલા એક સવાલનો જવાબ છે. ૧ બિહામણી. ૨ જગતના જીવોને. ૩ અવગુણની. ૪ ખાણ-ભંડાર. ૫ શાણી. ૬ પ્રેમની વાણી-કિંવા પ્રેમ-વગર મનુષ્યનાં મોઢાં પાણી વગરનાં સરોવર જેવાં છે-અર્થાત પ્રેમ એજ મનુષ્યના મુખનું પાણી-નૂર-તેજ છે.

# अर्पण पत्रिका.

રા. રા. રતનશંકર ભાઇશંકર.

રાપર વહિવટદાર અને મુંદ્રા ગોર-
ક્ષક મંડળીના (માજી) પ્રેસીડેન્ટ,

સાહેબ!

કવિતાના વિષય તરફ આપની ઉત્તમ અભિ-
રૂચી અને તેજ કારણથી મારા તરફ થ-
યેલી અપૂર્વ પ્રિતિ તથા આપ સા-
હેબના ન્યાય, નીતિ, લોકપ્રીતિ ઇ-
ત્યાદિ શુભ ગુણોથી આકર્ષાઇને
આ મારી "પ્રેમપંચોતરી"
સાથે આપનું નામ જોડી
કૃતાર્થ જાણું છું!

હું,
આપનો સ્નેહાધિન,
કવિ જીવન.

## વસંતતિલકા વૃત્ત.

જે રત્ન એક જનને જગમાં જડેછે,

તો રત્ન તેહ જડ જાત છતાં ફળેછે;

રત્નો અનેક જન જીવ! તને જડયા છે,

આ રત્ન પ્રિય વણી સાથક તો ગણ્યા છે!

## दोहा.

"अगाध भवसिंधु तरन, ओरन कोउ उपाय;
प्रेम नावके आशरे, प्रेमी जन तर जाय. १
तत्वज्ञानीं शोधत फिरे, तत्वन कर महाँ यत्न;
तत्व-सिंधु हम मथन कर, प्रेम निकार्यों रत्न."२
कराची प्रा० "मेरीमाला"

"प्रेम तत्व सत्ता सकल, फेल रही संसार;
प्रेम सधे सांई लहे, परम जोतिका[1] पार.
प्रेमपंथ अति अगमहे, निगम[2] सराहत जाहि;
सुरत[3] निरतसें[4] सोधवो, सुगम न जानो ताहि.
नासत[5] भासतहे जगत, सांधो सकल विवेक;
प्रेम प्रकाशत तासु मन, आसत[6] प्रकट अनेक."
प्रवीनसागर.

---

१ परिग्रहनो. २ वेद. ३ वृत्ति. ४ वधारे प्रीतियुक्त. ५ नाशवंत. ६ अस्थित्व—होवापणुं;—जेना अंतःकरणमां प्रेमनो प्रकाश थयो छे, तेवा मनुष्योनो नाश थयो नथी, अर्थात तेमनी कीर्तिथी ते कायम छे.

# પ્રસ્તાવના.

પ્રેમ એ એવી અલૌકિક વસ્તુ છે કે ઘણા ક-વિઓએ યથાગતિ તેનું વર્ણન કર્યાછતાં પણ તેઓ કોઇ ચોક્કસ સિદ્ધાંત કિંવા નિર્ણય ઉપર આવી શ-ક્યા નથી. દરેક કવિએ પોતપોતાના વિચારો માત્ર એ વિષય ઉપર દર્શાવ્યા છે, અને તે બહુધા ભિન્ન ભિન્ન છે; છતાં તે સર્વના લખાણોથી ઓછોવત્તો પણ આનંદ પ્રાપ્ત થયા વગર રહેતો નથી.

એક કવિ લખે છે કે–"પ્રેમ એ મનુષ્યના મનની ઘેલછા માત્ર છે!" બીજો લખે છે કે–"પ્રેમ એ એક અગમ્ય વસ્તુ છે!" ત્રીજો કહે છે કે-"જેમને વીતે છે, તેઓજ 'પ્રેમ શું?' તે જાણી શકે છે!" ચોથો કહે છે કે–"જાણવા છતાં જે કહી શકાતો નથી, તે પ્રેમ!" પાંચમો લખે છે કે–"પ્રેમ એ પરિબ્રહ્મનીપેઠે સર્વવ્યાપક હોઇને મુક્તિદાતા છે!" છઠ્ઠો લખે છે કે "તત્વ સમુદ્રનું મંથન કરતાં નીકળેલું ઉત્તમ રત્ન તે પ્રેમ છે!!!"

એટલાપરથી સમજાશે કે પ્રેમવિષે ચોક્કસ સિદ્ધાંત કોઈ પ્રેમવેત્તા કવિએ બાંધ્યો નથી, છતાં દરેકના કહેવામાં કંઈ ને કંઈ ખૂબી અને મર્મ છે; તોપણ કોનામાં કેટલી સત્યતા છે, તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે.

અનેક કવિઓએ **પ્રવીણસાગર** વગેરે ગ્રંથોમાં જેમ પોતપોતાના અભિપ્રાય જણાવ્યા છે, તેમ વાંચેલા ગ્રંથો અને દુનિયાનો ચાલુ અનુભવ મિશ્ર કરીને મેં પણ મારી મતિઅનુસાર આ "**પ્રેમ પંચોતરી**" નામનું લઘુકાવ્ય કર્યું છે.

મેં પ્રેમ વિષે મારા પોતાતરફનો શો સિદ્ધાંત ઠર્યો છે? તે શરૂઆતમાં મૂકેલા હિંદુસ્તાની કવિત્ત અને અંતના ૮૦ મા સવૈયા ઉપરથી સ્પષ્ટ સમજાશે ટુંકામાં મારૂં માનવું એટલુંજ છે કે "પ્રેમ, એ એવી એક વસ્તુ છે કે જેનાવગર દુનિયામાં મનુષ્ય નિરૂપયોગી છે!"

આ લઘુકાવ્યની શરૂઆત, મેં ગયા વૈશાખ માસમાં કરીને સેહેજસાજ ૭ સવૈયા બનાવ્યા હતા, અને તે ઉપરથી માત્ર પચીશ વૃત્તો કરી તેનું નામ

"**પ્રેમપચીશી**" રાખના મારી ધારણા હતી. તૈયાર કરેલા ૭ સવૈયા પ્રસંગોચિત મારા પરમસ્નેહી મિત્ર રા. રા. રત્નશંકરભાઇને સંભળાવતાં તેઓ બહુ પ્રસન્ન થયા, અને મારી ધારણાને મજબૂત કરી; તેથી ૨૫ સવૈયા પૂર્ણ કરી "**ચંદ્ર**" નામના માસિકના અધિપતિ રા. બા. હરિલાલ હર્ષદરાય ધ્રુવને તેમના માસિકમાં છાપવા મોકલતાં તેમણે તે ઘણી પ્રસન્નતા સાથે સ્વીકાર્યા. પણ એ પચીશ સવૈયા ઉપરાંત પ્રેમવિષેની ઘણી બાબત રહી જતી હોવાથી તે વધારીને "**પ્રેમપચાશી**" અને અંતે આ "**પંચોતરી**" કરી છે. તે ભુજમાં રા. રા. છોટાલાલ સેવકરામ વગેરે વિદ્વાનોને વાંચી સંભળાવતાં તેમણે પણ એવિષે પોતાની પૂર્ણ પ્રસન્નતા બતાવ્યાથી તથા બીજા કેટલાક ગૃહસ્થો તરફથી "**પ્રેમપંચોતરી**" ઇત્યાદી છપાવવાની ઇચ્છા જણાયાથી એક "લઘુ પોથી" ના આકારમાં છપાવી ગુર્જર પ્રેમીજનોની પરીક્ષાને માટે પ્રસિદ્ધ કરી છે.

મારાં **વાર્તાવિનોદ** ઇત્યાદિ પુસ્તકો માટે મને

કચ્છાધિપતિ શ્રીમાન્ મહારાજાધિરાજ મિર્ઝા મહારાવશ્રી, સર ખેંગારજી સવાઇબહાદુર જી. સી. આઇ. ઇ. તથા તેમના મંત્રીમંડળ તરફથી, તેમ માંડવીના (માજી) ન્યાયાધીશ રા રા. નર્મદાશંકર લાધાભાઇ, મુંદ્રાના (માજી) ન્યાયાધીશ રા. રા. રતનશંકર ભાઇશંકર અને (માજી સ્વર્ગસ્થ) ફોજદાર રા. રા. મકનજી નથુભાઇ, વગેરે તરફથી પણ સારો આશ્રય મળ્યો છે, તેથી તેમનો ઉપકાર માનું છું.

ભુજ. } જીવરામ અજરામર ગોર.
તા. ૧-૧-૯૪.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

મારા કોઇ પણ પુસ્તકની આવૃત્તિ ધાર્યા વહેલામાં વહેલી ખપી ગઇ હોય તો તે આ **પ્રેમપંચોતરી** છે, તેમ છતાં આ આઠ વર્ષ જેટલી લાંબી મુદ્દતમાં તેની ફરી આવૃત્તિ કરવાનો મને અવકાશ મળ્યો નહિ; પરંતુ હાલ અમદાવાદમાં સહજ અવકાશ મળતાં પ્રેસમાં છપાવવાની સગવડ હોવાથી આ નાના કદમાં તેની સુંદર આવૃત્તિ કરવા વિચાર થયો, પણ તપાસ કરતાં તેની એકે નકલ હાથ લાગી નહિ, છેવટ મુંબઇ તથા કચ્છ ખાતે ઘણા પત્રો લખી એકાદ પ્રત મેળવી તેપરથી આ આવૃતિ તૈયાર કરાવી છે, તે મારા કદરદાન વાંચનારાઓની પ્રસન્નતા મેળવશે, તો હું કૃતાર્થ થઇશ.

**ભા**વિક પ્રેમનાં બેચારેક આર્યપૌરાણિક ઉદાહરણો વધારવા ઉપરાંત આ આવૃત્તિમાં વિશેષ જાણવા જોગ કશો ફેરફાર કર્યો નથી.

**અમદાવાદ**
માગસર પૂર્ણિમા. } **જીવરામ અજરામર ગોર.**
૧૯૫૯

## यथासंख्यालंकार—सवैया.

भ्रंग[1] पतंग[2] कुरंग[3] भुजंगम[4],
कंज[1] शिखा[2] सुर[3] पुंगिन[4] लेहें,
मोर[1] पपीह[2] चकोर[3] सुपंकज[4],
घोर[1] वृषा[2] शशि[3] सूर[4] चहेहें;
हारन[1] मीन[2] मराल[3] जुराफहि.
काष्ट[1] जलं[2] सर[3] जोरि[4] जुरेहें;
देहकुँ छेह दहें इतनें परि,
नेहकुँ छेह 'प्रवीन' न देहें !!! ४—४२.

(ભમરો, પતંગિયો, હરણ અને સર્પ, એ અનુક્રમે કમળ, દીપક, ગાયન અને મોરલીપર પ્રેમ રાખે છે; મોર, બપૈયો, ચકોર અને કમળ, એ અનુક્રમે મેઘગર્જના, વર્ષાદ, ચંદ્ર અને સૂરજથી પ્રેમ રાખે છે; અને હારનપક્ષી, માછલું, હંસ અને જુરાફ પક્ષી, એ અનુક્રમે લાકડી, પાણી, સરોવર અને જોડામાં પ્રીતિ રાખે છે. એટલાં એ શરીરનો ત્યાગ કરેછે, પણ પ્રેમનો ત્યાગ કરતાં નથી !!!)

## दोहा.

पशु पक्षी सब प्रेमबस, तजत आपको प्रान;
धिक तिहि बिछुरे नां मरे, तजी देह यह जान! ४३.

प्रवीनसागर.

શ્રી.

# પ્રેમ પંચોતરી.

## મંગળાચરણ—મંદાક્રાંતાવૃત્ત.

જેણે પ્રેમે પ્રસિધ જગમાં, રાધિકા દેવી સ્થાપી,
જેણે પ્રેમે વિજયનરને,[1] યુદ્ધમાં જીત આપી;
જેણે પ્રેમે અતિ સુપ્રતિથી, વિપ્રને[2] ન્યાલ કીધો,
તે આપે શ્રીરસિક[3] સહુને, પ્રેમનો પંથ સીધો. ૧

---

૧ વિજયનર—અર્જુન ૨ વિપ્ર—સુદામા. ૩ શ્રી રસિક—રસિકશિરોમણી—શ્રીકૃષ્ણચંદ્ર. શ્રીકૃષ્ણચંદ્રસમાન કોઇ પ્રેમી જગતમાં થયો નથી, તેથીજ કરોડો હિંદુઓ તેમને ઇશ્વર તરીકે પુજેછે, તેજ કારણથી મેં મારા આ પ્રેમકાવ્યમાં તેમના નામ વડેજ મંગળાચરણ કર્યું છે. આગળ વાંચવામાં આવશે કે મનુષ્યની કિંમત જે ઓછીવત્તી થાય છે, તે માત્ર તેમાં રહેલા ઓછા વત્તા પ્રેમને લીધેજ થાય છે. શ્રીકૃષ્ણચંદ્રમાં કેવો ઉત્તમ પ્રકારનો અદ્‌ભુત પ્રેમ હતો, તેનાં ત્રણ દૃષ્ટાંત ઉપલી કવિતામાં આપ્યાંછે.

## સવૈયા-ઇંદ્રવિજય વૃત્ત.

પ્રેમ પૂરો પરમેશ્વરછે,
અમરેશ્વર[1] પ્રેમ મને ચિત ભાસે;
પ્રેમ ખરેજ મહેશ્વર છે,
સુ વ્રજેશ્વર[2] પ્રેમથી ચિત્ત હુલાસે;
પ્રેમથી ભકિત કરી પરિપૂરણ,
તોજ ખરી સફળા તુજ થાશે,
જીવન કહે પ્રિય રત્ન ! સુણો જગ,
પ્રેમ વિના ભવ વ્યર્થ પળાશે. ૧

---

(૧) રાધિકા અનયાગોપ નામના અન્ય પુરૂષને પરણેલી છતાં માત્ર શ્રીકૃષ્ણ સાથેના પવિત્ર બાળ-સ્નેહથી દેવી રૂપ થઇ! આજપણ વૈષ્ણવો "રાધા-કૃષ્ણ"નું નામ બોલીને પોતાને ધન્ય માનેછે! (૨) અર્જુન જે કૃષ્ણનો સંબંધના કારણથી મિત્ર હતો, તેના ગાડીવાન થઇને ભારતમાં તેને જીત અપાવી! (૩) બાળસ્નેહી સુદામાનું અતિમાનની સાથે અદ્દભુત રીતે દરિદ્ર હરયું!!! ઇત્યાદિ અતિમાનુષિક પ્રેમવડે શ્રીકૃષ્ણ ઇશ્વરસ્વરૂપ થઇ પૂજાય છે!

૧ ઇંદ્ર. ૨ શ્રીકૃષ્ણ.

પ્રેમ અખંડિત પૂરણ જ્યાં,
દુખ ચૂરણ સર્વ બનાવી સમાવું,
પ્રેમ અખંડિત પૂરણ જ્યાં,
શિરને રણમધ્ય હું સદ્ય[1] ખપાવું;
પ્રેમ અખંઠિત પૂરણ જ્યાં,
મન જીવન ધન્ય ગણી ખુશ થાવું,
પ્રેમ અખંડિત પૂરણ જ્યાં,
મુજ શીશ અહોનિશ ત્યાં જ નમાવું! ૨
પ્રેમ પ્રકાશ અકાશ[2] વિષે પણ,
એકજ વસ્તુ સુચક્ષુ લહેછે,
પ્રેમ સુગંધ સદા સુખદાયક,
એકજ ગંધ સુ નાક ગ્રહેછે;
પ્રેમની વાણી સુજાણિ પ્રમાણી,
સુ જીભજ જીવન કેરી કહેછે,
અંગ પ્રત્યંગ સુ હાડને માંસવિષે-
પણ પ્રેમ રૂધીર વહેછે! ૩
પ્રેમ વિના ઉપજ્યો જગમાં નર,

---

૧ સદ્ય-તુરત. ૨ આકાશ.

કાં ઉંપજ્યો ખર તે ન નિભાડે?
પ્રેમવિના ઉજ્યો અધિકારિ,
ધિકારિ જીંચ્યો કયમ એક અષાડે[1]?
પ્રેમ વિના ઉપજ્યો નૃપત્તિ,
ખપતી વિણુ તેહુ પતીત અખાડે!
પ્રેમ વિના ઉપજ્યો જ કવીશ,
ખવીશ ખરેખર જીવન ખાડે!!! ૪
તત્વ તપાસી વળ્યો જગમાં,
અઘ[2] એક અનેક પ્રકાર દિસેછે,
સાર અસાર[3] અપાર પદારથ,
સત્ય અસત્ય સુવિશ્વ વિષે છે;
પત્થર માટી પ્રકાર[4] અનેક,
લઇ જન તે મનમાં હુલસે છે,
જીવન ભૂલી ભમે ભવમાં જન,

---

૧ કચ્છમાં અષાડથી વર્ષ બદલાય છે, માટે જેમ એક દીવાળી (વર્ષ) તેમ એક અષાડ. ૨ પાપ. ૩ નઠારૂં. ૪ મુલ્યવાન ધાતુઓ અને જવાહિરો એ સર્વે પત્થર અને માટીના ભેદ માત્ર છે.

પ્રેમ શિરોમણી સર્વ શીશે છે ! ૫

પ્રેમ વિના મુખ વાણિ વદું નહિ,
પ્રેમ વિના નહિ પ્રાણિ નિહાળું,
પ્રેમ વિના સુખસાજ ગણું નહિ,
પ્રેમ વિના દુખ સર્વ હું ભાળું;
પ્રેમ વિના કંઈ નેન‡ નિહાળું ન,
પ્રેમ વિના જનને દૂર ટાળું,
પ્રેમ વિના ગણી ' પત્થર છે '
એમ જીવન હું મનને તહિ ખાળું ! ૬

પ્રેમ પ્રતાપ અપાર દિસે જગ-
જંતુ વિષેજ નિહાળું તપાસી,
શું પશુ પક્ષી અને વળી માનવ,
દાનવ સર્વજ પ્રેમ વિલાસી;
જોગી જટીલ જમાતી સુ જંગમ,

---

‡ કચ્છી સોરઠો.

"પ્રીત વિગરજો તંન, ન્યારી અખીં ન મુંઝિયું;
ઓડા ધ્રચ્છાં મંન, જીવરામ જી જગતમેં ! "

(કાવ્યકળાધર કળા ૧ લી.)

સર્વ હિસે જગ પ્રેમ ઉપાસી,
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ અહિં,
પ્રેમ વિના જગ સર્વ નિરાશી ! ૭

રૂપક ઉલ્લેખ સંકરાલંકાર.–પ્રેમ–સ્વાતિબુંદ.

ચાતુક દંપતિનેજ સુધા,
વિરહી કદળીને કપૂર થનારો,
શીપ સુ જોગિને મૌક્તિક છે,
વળી મર્મ વિના અહિ ઝેર વિચારો;
મૂરખના મનમાં જળ બિંદુજ,
પંકજ-નાળ વિષે જયમ ધારો,
જીવન આ જગમાં જનને એમ,
સ્વાતિની બુંદ છે પ્રેમ અમારો ‡ ૮

---

‡ આમાં "પ્રવિણુસાગર" ના એક કવિત્તનો ભાવાર્થ છે. ચાતુક રૂપ સંયોગી દંપતિ (સ્ત્રી પુરૂષ)-ને અમૃત જેવો; કેળ રૂપ વિરહી (પણ વિવેકી) જનોને કપૂર જેવો; શીપ રૂપ સારા જોગીઓને સાચા મોતી જેવો; સર્પ રૂપ મર્મ ન જાણુનારાઓને ઝેર જેવો; અને કમળરૂપ-મૂર્ખજનોમે પાણી રૂપેજ રહેનારો આ પ્રેમ, સ્વાતિની બુંદ સમાન છે.

પ્રેમ વિના કહો કર્મ કરે કુણ ?
પ્રેમ વિના કુણ ધર્મ વિચારે ?
પ્રેમ વિના શુભ યત્ન કરે કુણ ?
પ્રેમ વિના ગુણ રત્ન કો ધારે ?
પ્રેમ વિના પરમેશ ભજે કુણ ?
પ્રેમ વિના ઉપદેશ ઉચારે ?
પ્રેમ વિધા ધન ! જીવન કોણ છે ?
પ્રેમ સદા સરદાર અમારે ! ! ! ૯

પ્રેમ હતો પરમેશ્વરમાં સજી-
સૃષ્ટી બધે સરદાર થયોછે,
પ્રેમ હતોજ વ્રજેશ્વર ગોપિપ[1],
અંમર નામ સુ આપી ગયોછે;
એમ અનેક જુઓ અધિનાયક,
પ્રેમ વિના કુણ યાદ રહ્યો છે ?
જેથી બને અધિકારિ સુકીર્તિનો,
જીવન પૂરણ પ્રેમ કહ્યો છે ! ૧૦

૧ ગોપીઓના પતિશ્રીકૃષ્ણ.

પ્રેમ થકી પરકાજ કરે જન,
પ્રેમ થકી સુખ આજ સજાવે;
પ્રેમ થકી અતિ કીર્તિ લહે જન,
પ્રેમ થકી શુભ સ્થાન થપાવે*;
પ્રેમ થકી સરવસ્વ† તજે જન,
પ્રેમજ વસ્તુ અનંત અપાવે,
જીવન કહે પ્રિય રત્ન ! સુણો જગ,
પ્રેમ પ્રપંચ અનંત કરાવે ! ૧૧

પ્રેમ પ્રતાપ જુઓ જગ ઝાહિર,
કાયર કોણ વિધી દરશાવે ?
પ્રેમ પ્રયાણ કરાવી અનેક,
વળી જનને તન છાપ છપાવે[1] !
પ્રેમ રડાવી હસાવી શકે જગ,
પ્રેમ વળી જન શીશ કપાવે !
જીવન કહે પ્રિય રત્ન ! સુણો જગ,

---

* સ્થપાવે † સર્વસ્વ. ૧ દ્વારિકા, નારાયણ સરોવર વગેરે જગ્યાએ તીર્થવાસી લોકો ધગધગતા ડામ દેવરાવે છે.

પ્રેમ પ્રપંચ અનંત કરાવે !! ૧૨

પ્રેમથી ગ્રીષમ તાપ સહે વળી,
પ્રેમ શિરે વરષા વરસાવે !
પ્રેમથી શીત ને ભીત[1] સહે જન,
પ્રેમ અભીતજ ક્યાંક બનાવે !
પ્રેમ [2]ક્ષુધા [3]તરષાથી મરે જન,
પ્રેમ વળી તન બાણુ વિંધાવે !
જીવન કહે પ્રિય રત્ન ! સુણો જગ,
પ્રેમ પ્રપંચ અનંત કરાવે[4]!! ૧૩

પ્રેમ થકી જપમાળ ધરી કર,
જંગલ જાપ અનેક જપે છે !
પ્રેમ ગ્રહી દુખ [5]દારિદતા,
વળી ગ્રીષમ તાપ અનંત તપેછે !

---

૧. ભીતિ—બીક. ૨. ભૂખ. ૩. તરસ. ૪ હું જ્યારે આ પુસ્તકની રચના કરતો હતો ત્યારે મારો એક શિષ્ય એ છેલ્લું ચરણ બનાવી લાવ્યો હતો, અને અને તે ઉપરથી કવિતા કરવાનું કહેતાં મેં ઉપલાં (૧૧, ૧૨, ૧૩, એ) ત્રણે વૃત્ત બનાવ્યાં હતાં. ૫ દરિદ્રતા.

પ્રેમ તજી જગ ઝાહિરતા કંઈ,
જાઇ અદૃશ્ય જગાએ છપે[1] છે!
જીવન કહે પ્રિય રત્ન! જુઓ જગ,
ખપ્પર પ્રેમ અનંત ખપે છે!!! ૧૪

## પ્રેમ એજ પરિગ્રહ.

પ્રેમ થકી જન ભક્તિ કરે વળી,
પ્રેમ થકી જન શક્તિ પુકારે,
પ્રમથી પાર સંસાર લહે વળી,
પ્રેમ જગે વિશવાસ[2] પ્રચારે;
પ્રેમ કરે ઉપકાર અનંત સુ,
પ્રેમજ ધર્મવ્રતો શુભ ધારે,
પ્રમથી મુક્તિ મળે જન જીવન,
પ્રેમ સદા પરિગ્રહ અમારે! ૧૫

**(પ્રેમજ જગતની અલૌકિક વસ્તુ છે!)**

પ્રેમજ પુત્ર પિતા ભવમાં વળી,
પ્રેમ સુ બાંધવ ને ભગની છે,

---

૧ છુપેછે—સંતાય છે. ૨. વિશ્વાસ.

પ્રેમ દિસે [1]જનિતાજ [2]સુતા વળી,
પ્રેમ પ્રિયા પતિની લગની છે;
પ્રેમજ મિત્ર પવિત્ર દિસે સરવત્ર જ,
પ્રેમતણી મગની[3] છે!
જીવન પ્રેમ પરીક્ષ કરો કોઈ,
વસ્તુ અલૌકિક આ જગની છે!!! ૧૬

પ્રેમજ મોક્ષની બારી[4].

પ્રેમ કરે અપવાસ સુ આશથી,
પ્રેમ ધરે વનવાસ વિચારી!
પ્રેમ ફરે ઘરવાસ તજી વળી,
શ્વાસ ઉશ્વાસ રટે ત્રિપુરારી;
પ્રેમ પ્રકાશ સુજ્ઞાન કરે વળી,
પ્રેમ તજે પર આશ પ્રચારી,
જીવન જોઇ લીધી જગમાં એમ,

---

૧. માતા. ૨. દીકરી. ૩. ખુશી—આનંદ. ૪ બારી-ટુંકો રસ્તો. નવધા ભક્તિમાં **પ્રેમભક્તિ** ઉત્તમ છે; કેમકે તેથી તુરતં મુક્તિ મળેછે, માટે પ્રેમ એજ મોક્ષની બારી અર્થાત્ ટુંકો રસ્તો છે.

"પ્રેમ અલૌકિક મોક્ષની બારી"! ૧૭

રાજ અને ગજરાજ[1] વળી,
સુખ સાજ તજી ગતિ પંથ કરેછે!
માત સુ તાત તજી કુળ જાત,
શ્રીપાત[2] બની જગમાં વિચરેછે!
દેહ સુગેહ[3] સનેહ તજીજ,
વિદેહદશા ચિતમાંહિ ધરેછે!
જીવન કહે પ્રિય રત્ન! સુણો જગ,
પ્રેમથી સર્વ પ્રયાણ કરે છે!! ૧૮

ભેદકાતિસયોક્તિ અલંકાર.†

ઊંચી જણાય અકાશ* થકી વળી,
નીચી રસાતળથી નિરખાયે!
શીતળ હીમ[4] થકીજ વિશેષ ને,
અગ્નિથી ઉની અતિ વરતાયે!

---

૧ ગજરાજ–હાથી. ૨ સન્યાસી. ૩ ગેહ–ઘર.
† આમાં તથા એ પછીના બે ત્રણ સવૈયામાં "પ્રવીણસાગર" નો ભાવાર્થ છે. * આકાશ. ૪ બરફ.

મીઠિ સુધા[1] થકી ઝેરથી છે [2]કડુ,
ઝીણી અણુ, વડી [3]મેર જણાયે !
જીવન તે સમજુ સમજે મન,
પ્રેમની વાત અનોખી ગણાયે ‡!! ૧૯

### પ્રેમનું અલૌકિક-અક્ષરધામ.

સૂર્યશશીતણી જોતિવિના પણ,
જ્યાં નિશદિન પ્રકાશ રહે છે !
જોગ ન ભોગ, અલૌકી કળા,
સુખ શોક નહિ, ત્રણ લોક ચહે છે !
વેદ, પુરાણ, પ્રમાણ લહે નહિ,
કો સમજુ જન ક્યાંક લહે છે !
શોધ જડે ન ધરા [4]ગગને કહિં,

---

૧ અમૃતથી. ૨ કડવી. ૩ મેર-મેરૂપર્વત-તે-નાથી પણ મોટી.

‡ ( દોહરો. )

" પ્રીત રીત વિપરીત છે; ઉષ્ણ ન શીત પ્રતીત;
જીતચિંત, વિણુભીત પણ, પ્રીતજ વિષે પતીત. "

૪ આકાશમાં. ( કાવ્યકળાધર કળા પહેલી. )

અદ્ભુત પ્રેમ સુ જીવ કહે છે!!!   ૨૦

## પ્રેમની અદ્ભુત શક્તિ.

મૂળ વિના ફળ ફૂલ કરે વળી,
વૃક્ષ વિના શીળી છાંય બતાવે!
પક્ષી ઉડાડી શકે વિણુ પાંખ!
વિના પગ તે પશુ પંથ ચલાવે!
તૂટી કમાનથી તીર હણે ત્યમ,
નીર વિના નર[1] નાવ[2] હલાવે!
તાર વિનાય સતાર વગાડીસુ,
જીવન પ્રેમ જનો લલચાવે!!!   ૨૧

### ( મદિરાવૃત્ત. )

વેદ પુરાણુ ન ભેદ લહે,
સુકુરાણુ, કિતાબ વદેજ વૃથા!
પ્રૌઢ છતાંય લહે મનનું [3]મન,
એવી છે વાત એ ગૂઢ તથા;-

---

૧ મનુષ્ય. ૨ વહાણુ. ૩ ગન-એ બહુ સૂક્ષ્મ છે, તેનું પણુ મન હોય તો તે. કદાચ જાણી શકે, એવી એ સૂક્ષ્મ-ઝીણી-ગૂઢ વાત છે.

જાણુ જનોય પ્રમાણુ લહે નહિં,
જાણિ શકાય વીતેલ જથા[1],
જાણે ન જોગી ને ભોગી વિયોગી એ,
પ્રેમની જીવન ન્યારિ કથા!!! ૨૨

અલંકાર રૂપક-કિરીટ વૃત્ત.

નાવ શરીર અને ચિતનું શઢ,
દોર[2] લિયે સુરતી કરમાં કળ,
મચ્છ વિયોગ તણે મુખથી બચિ,
શોધ કરે સઘળા જળનું થળ[3];
શંખ સમાન તજી સઘળો જગ,
મેળવવાની ચહે ચિતમાં પળ,
'પ્રેમસમુદ્ર' ઘસે જન જીવન,
(તે) મિત્ર સ્વરૂપ લહે મુકતાફળ* !!! ૨૩

પ્રેમનું વૃક્ષ-ઇંદ્રવિજય વૃત્ત.

કોઇકને થડ હાથ ચડ્યું વળી,

---

૧. જેવી રીતે (જેને વીતી હોય.) ૨ સુકાન–સુરતી રૂપી. ૩ પાણી નીચેની જમીનમાં શોધે.
*મિત્ર રૂપી મોતી.

કોઇક ડાળીવિષે ભટકાયો !
કોઇક પત્રવિષે પ્રસર્યો ત્યમ,
કોઇક મંઝરિમાંજ મુઁઝાયો !
કોઇક ફૂલ કળી ગ્રહી રંજિત,
કોઇક માધુરતા અટવાયો !
રત્ન ! સુણો કહું જીવન પ્રેમ-
તરૂ ચઢી કોણ નથી લપટાયો ? ! !૨૪

### પ્રેમ-પ્રભા.

પ્રેમ પ્રભા પ્રગટે જનને મન,
તે જનહિત સુનીત‡ રચેછે,
પ્રેમ પ્રભા પ્રગટે જનને મન,
તે નરમાશ ગુણેજ લચેછે[1];
પ્રેમ પ્રભા પ્રગટે જનને મન,
તો ગુણ ગર્વ ચિતેજ પચેછે.[2]

---

‡ સુનીતિ. ૧ નમે છે-નમ્રતાથી નમેછે. ૨ પચે છે-હજમ થાયછે,-વિદ્યાદિક ગુણોથી થયેલો ગર્વ પ્રેમની જ્યોતિ જોવાથી હજમ થાયછે; (નિરીક્ષા કરવાથી જણાય છે કે અપ્રેમી માણસ ગર્વીષ્ટ હોય છે, અર્થાત્-પ્રેમ નમ્રતા આપેછે.

પ્રેમ પ્રભા પ્રગટે જનને મન,
જીવન તે જગમાંહિ બચે છે!   ૨૫
(પ્રેમ અલૌકિક વિશ્વની માયા!)
જેહ તજી સઘળી મમતા,
ઍક પ્રેમનૅ પંથજ પૂરણુ ધાયા,
તેહ થયા જગમાંહિ શિરોમણિ,
કીરતિ કોટિ વિધેશી કમાયા;
તેહતાણા ગુણ સર્વ જનોઍ,
વિચારિ ઉચારિ પ્રચારિજ ગાયા,
જીવન કહે પ્રિય રત્ન! સુણો જગ,
પ્રેમ અલૌકિક વિશ્વની માયા!   ૨૬

---

## પ્રેગનાપ્રકાર.

પ્રેમ પ્રકાર અપાર મહાત્મ્ય સુ
બેજ સ્વભાવિક, ભાવિક કે'છે,
ભેદ વિશેષ દિસે મહિં અંતર?
કે ઍ સમાન સુસિદ્ધિ લહે છે?
તેહ પ્રત્યક્ષ બતાવિ હવે સુ

ઉદાહરણેથકી કાવ્ય કસેછે,
જીવન પ્રેમ સ્વભાવિક ભાવિક,
કોણુનેં ચિત્ત સુસ્થાઇ વસે છે? ૨૭

**સ્વભાવિ અને ભાવિક.**

સાધક પ્રેમ સ્વભાવિકને નહિ,
ચિત્તનોં મર્મ લગાર લહેછે,
મિત્ર મળે નહિ શીઘ્ર[1] સ્વભાવિક
સિદ્ધિ વિશેષ ન ચિત્ત ચહેછે;
સાધક પ્રેમજ ભાવિકને જન,
તેહ વિધિ સમજી સુ રહેછે,
સિદ્ધિ મળે જન જીવન શીઘ્ર,
વિયોગથી[2] પ્રેમ અધિક ગ્રહે છે! ૨૮

---

૧ તુરત–જલદી.

૨. દોહા.

પ્રેમી મન કિંશુક કુસુમ, વૃત્તિ પાણિને સંગ;
વન્હિ વિરહ વસોવશે, ત્યમ નીકળશે રંગ! ૧
પ્રેમી મન કુંદન ખરૂં, વૃત્તિ સુ મણી જડાય;
વિરહાગ્નિ જ્યમ જ્યમ તાવે, ત્યમ ત્યમ કિંમતિ થાયાર

સ્વભાવિકનાં દૃષ્ટાંત.:-

પ્રેમ કુરંગ[1] ચહે ચિત રંગ સુ,
ગાનનેં તાન રહી જીવ આપે !
મેડુક[2] માસજ આઠ મરેલનેં,
વાદળને વરસે જીવ વ્યાપે !
અંગ મતંગ[3] સુ નારિ નમુંન[4],
ચહી ચિત્ત ભંગ મરેજ ઉતાપે !
રત્ન ! સુણો કહેં જીવન એહ સુ,
પ્રેમ સ્વભાવિક શક્તિ પ્રતાપે ! ! ૨૯
ગાજ[5] અવાજ સુણીજ મયૂર,
કરે સુ અલાપ મધૂર સ્વરેથી !
તેહ વિના કદી અન્ય ઋતુમહિ,
તેહ મુદિત નહિં ઉચરેથી !
ચાતુક ચાહેં છ સ્વાતિનેંની બુંદ,
ન અન્ય જળે રહે આશ કરેથી !
રત્ન સુણો કહેં જીવન એહ,

---

૧ હરણ. ૨ દેડકાં ૩ હાથી. ૪ નમુનો-બના-
વટી હાથણી. ૫ ગર્જના-વરસાદની.

સુપ્રેમ સ્વભાવિક શક્તિ ધરેથી !!! ૩૦

કોકિલ જો ઋતુરાજ વિના[૧] ન,
અવાજ કદી મુખથી ઉચરે છે !
અન્યતણા સ્વરનો સુણી સાર,
બધો દિન બેસીજ મૌન ધરે છે !

સૂર્ય પ્રકાશને મંદ ગણી ચિત,–
ચાહ ચકોર સુ ચંદ્ર કરે છે !
રત્ન ! સુણો કહે જીવન એહસુ,
પ્રેમ સ્વભાવિક શક્તિ ઠરે છે !! ૩૧

નારિ ગયે નિજ પ્રેમ કપોત[૨]સુ,
દેહ સનેહ તજીજ ઢળે છે !
ભ્રંગ[૩] વસીજળ કંજ[૪] ફસી[૫] તહિં,
પ્રાણ તજે, ન ડરી[૬] નીકળે છે
દીપક જોતિ પતંગ ધરી ચિત,
દેહ થકીજ તહીં પ્રજળે છે !
રત્ન ! સુણો કહે જીવન એહસુ,
પ્રેમ સ્વભાવિ કોઇ કળે છે !! ૩૨

---

૧ વસંતઋતુ. ૨ હોલા–કબુતર જેવું એક પક્ષી.
૩ ભમરો. ૪ કમળ. ૫ કેદ થઇ. ૬ ડરી.

ગારૂડીત્રાસ, તજી જીવ આશ,
સુ પન્નગ[1] પુંગીમહીં અભિલાખે !
તેમ ફણીશ[2] મણીમાંહિ મોહિત,
તેહ વિના ઘડિ જીવ ન રાખે !
ચક્રિશ[3] તેમ તજી સુ વિહાર જ,
ચંદનને લપટી પ્રીત ચાખે !
જીવન કહે પ્રિય રત્ન! સુણો જગ,
પ્રેમ સ્વભાવિક પંડિત ભાખે !! ૩૩
મચ્છની પ્રીતિ જુઓ જળ મધ્ય,
સુ દૂધવિષે ન જીવે કદી રાખે !
કસ્તુરિના શુભ સ્નેહથી [4]અંબર,

---

૧ વાદી કરંડીઆમાં લાવે છે, તેવા સાધારણ કાળા સર્પો. ૨ મણીવાળા.—મોટા નાગ. ૩ પાંખવાળા નાગ. એવી ઉક્તિ ચાલેછે કે, સર્પનું આયુષ્ય ૧૦૦૦ વર્ષનું થયાપછી તેને પાંખ આવેછે, તેવડે તે મલયાચલ પર્વત તરફ ઉડે છે, અને ત્યાં જઇ ખાવાપીવાવગર માત્ર ચંદનની સુગંધીવાળો વાયુ ભક્ષણકરીને જીવે છે ! ૪ અંબરને સળગાવવાથી તેનો ધુમાડો પાસે રાખેલી કસ્તુરીપર નમે છે એવી ઉક્તિ છે.

દેહ દમે સુ નમે અભિલાખે !
હારન[1] કાષ્ટથીં સ્નેહ ધરે,
ન કરે દૂર ઊડિ અને નિજ પાંખે !
જીવન કૂહે પિય રત્ન ! સુણો જગ,
પ્રેમ સ્વાવિક પંડિત ભાખે !!! ૩૪
પક્ષી [2]જુરાફનીં જોડિ છુટે તોં,
સળે ન ફરી કદી ગાંઠ એ રીતિ !
એકનેં એક નિહાળીને પ્રાણ-
તજે ન સજે ફરી દંપતિપ્રીતિ !
મચ્છ સુ[3]સિંગી મયંક નિહાળી,-
ધસે ન ખસે ચિતમાં ધરિ ભીતિ !
જીવન કૂહે પ્રિય રત્ન ! જુઓ જગ,

---

૨ હારન પક્ષી પ્રથમ માળામાંથી ઉડેછે, તે સમય એક લાકડી પગમાં પકડેછે, તે જીવતાંસૂધી છોડતું નથી. ૩ એ નરમાદાનો એકેક પગ એકબીજા જોડે સંધાયો હોયછે, અર્થાત્ તેઓ સાથેજ રહે છે; તે છૂટાં થતાં મરી જાયછે. ૪ સીંગી નામનુ મચ્છ ચંદ્ર અથવા તેનું પ્રતિબિંબ જોઇ રહે છે, તે મરણના ભયથી પણ નજર ચૂકાવતુ નથી.

પ્રેમ સ્વભાવિકની શુભ નીતિ ! !! ૩૫
ચુંબક લોહથી પ્રીત ધરીજ,
અચેત છતાં પણ ચેતન પામે !
તેમ કપૂર મરી[1] સંગ પ્રેમ,
ન તેવિણ સ્થાઇ રહે કદી ઠામે !
સ્નેહ સદા પય[2] પાણીતણો અતિ,
તેથીજ પાણી બળે તન વામે[3] !
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ જગ,
પ્રેમ સ્વભાવિકને શુભ કામે !! ૩૬
માનસરોવર પ્રેમ સુ હંસને,
તેવિણ તે કદી જીવ ન ધારે !
તેમ સુગંધી સમીર[4] સનેહ,
ન તે વિણ તે નિજ શક્તિ પ્રચારે !
પ્રેમ કુમોદનિ ચંદ્રતણો અતિ,
તેહ ખિલે નહિ અન્ય પ્રકારે !
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ જગ
એહ સ્વભાવિક પ્રેમ વિચારે !!! ૩૭

---

૧. તીખાં ૨. દૂધ. ૩. નાંખીદે ૪. પવન.

પંકજ* પ્રેમ પ્રભાકરથી[1] અતિ,
તે વિણુ મંદ રહે નિશિમાંહી !
શીપનોં સ્નેહ સુસ્વાતિની બુંદથી,
તે વિણુ બુંદ ગ્રહે નહિ કયાંહીં !
સૂર્યવિના ચકવો ચકવી સુ
વિયોગ થકીજ રહે નિશિ ત્યાંહીં !
જીવન કૂહે પ્રિય રત્ન ! જુઓ જગ,
પ્રેમ સ્વભાવિકની શુભ જાંહીં[2] !! ૩૮
સ્નેહ શશીથી સમુદ્ર ધરે અતિ,
તે વિણુ ના ઉભરે જ સ્વભાવે !
એમ અનેક સુનેક વૃતિથકી,
પક્ષી પશુ પણ પ્રેમ બતાવે !
તેમ પદારથ અન્ય ઘણા જડ,
ચૈતન રૂપ બની બતલાવે !
જીવન કૂહે પ્રિય રત્ન ! સુણો જગ,
પ્રેમ સ્વભાવિક શક્તિ ધરાવે !!! ૩૯

---

* કમળ. ૧. સૂર્ય. ૨. કાંતિ–છબી.

## ભાવિક પ્રેમ–વર્ણન.

એમ અનેક અનાદિ દિસે જગ,
સ્થાવર જંગમ પ્રેમ પ્રસંગો,
તેહ સ્વભાવિક સિદ્ધ કરી અવ
ભાવિક ભાવ બતાવિશ અંગો;
જેહ મળી નિજ મિત્ર સુ પ્રેમ
થયા અતિ કીરતિ અંગ ઉતંગો,
જીવન કૃહે પ્રિય રત્ન! જુઓ જગ,
જે ગુણ ગાય ધરીજ ઉમંગો!     ૪૦

### વ્યાખ્યા.

તેહને ભાવિક પ્રેમ કહે જગ,
જે ગુણ રૂપ જુએ ઉપજે છે;
તેમ સઁબંધ અને સહવાસથી,
જે જગમધ્ય સઁબંધ સજે છે;
આપ પ્રતાપ પ્રકાશિત છે,
નહિ જાતિ કે વંશની જોતિ યજે છે;
જીવન કૃહે પ્રિય રત્ન! જુઓ જન–
ભાવિક પ્રેમથી ઇશ ભજે છે.     ૪૧

ભાવિક પ્રેમનાં દ્રષ્ટાંતઃ-

સંતનોૅ પ્રેમ દિસે પરિબ્રહ્મથીૅ,
તાપનેૅ શીતથકી તન તાવે,
શામનોૅ પ્રેમ દિસે ઉર શૂરનેૅ,
જે રણુમધ્યજ અંગ કપાવે;
તેમ પતિપ્રતિ છે સતિ પ્રેમજ,
જે અગની મહિં અંગ ખપાવે,
જીવન કૂહે પ્રિય રત્ન ! જુઓ જગ,
એહજ ભાવિક પ્રેમ ધરાવે, ૪૨

શ્રીકૃષ્ણ કુબજા:

કૃષ્ણ રસીક શિરોમણી રાય,
કહાં કુબજાસમ કિંકરી કાળી !
તોય ધરી સદભાવ સદા ઉર,
પૂરણ પ્રેમથીૅ જિંદગી પાળી;
અંતર અંતરમાં ન ધર્યા,
પદવીનું ગુમાન દીધું ચિત ટાળી,
જીવન કૂહે પ્રિય રત્ન ! જુઓ જગ,
ભાવિક પ્રેમ ભલી વિધ ભાળી ! ! !૪૨

### શ્રીરામ હનુમાન:

રામ રહ્યા વનવાસવિષે જવ,
ભેદ થયો તહિ સીત સતિનો,
જોઇ જરૂર વિયોગ વ્યથાથકી,
વ્યાકુળ જીવ સુ વિશ્વપતિનો;
કષ્ટ અપાર ધરી નિજ કાય,
કુદ્યો કપિકુંજર શુદ્ધ મતિનો,
જીવન ક્હે પ્રિય રત્ન ! જુઓ જગ,
પ્રેમ પૂરો હનુમાન જતીનો ! ૪૩

### નળ દમયંતી:

દુઃખ દીધું પરિત્યાગ કર્યો વળી,
વ્હેમ ધર્યો નિજ પ્રિયતમામાં,
નિષ્ઠુર છેક થયો નળરાય,
દયા ન ધરી દિલ તેહ સમામાં;
તોપણુ પ્રેમ પ્રવાહ ઘટચો ન,
કદી દમયંતીતણા દિલડામાં,
રત્ન ! સુણો કવિ જીવન ક્હે જગ,
પ્રેમ પ્રસિદ્ધ થયાં દુનિયામાં ! ૪૪

ઓખા અનિરૂદ્ધઃ
'સ્વપ્ન સમાગમ પ્રેમ અસત્ય'!
વદે નરનારિ બધાં વસુધામાં,
તોપણુ સત્ય ગ્રહી ઉરમધ્ય,
સુટેક વિવેક ધરી રહીં શ્યામા;
કલેશ કુટુંબ કશું ન ગણ્યું,
રહીં કેવળ પ્રેમ પ્રમત્ત નિશામાં,
જીવન કહે પ્રિય રત્ન! જુઓ જગ,
પ્રેમ ઑખા અનિરૂદ્ધ [1]પ્રથામાં  ૪૫

સુલોચના ઇંદ્રજીતઃ-
સાગર જેમ શશાંક નિહાળીં,
ગ્રહે ગતિ પ્રેમ પ્રચંડ અવાજે,
તેમ નિહાળીં પતિભુજા† પાસ,
સતિ સુખના સઘળા તજિ સાજે;
લોકનીં લાજ અવાજ ગુરૂજન,
સર્વ તજી ગઇ શત્રુ સમાજે.
જીવન પામિ પતિશબ પ્રેમિક,
સુનયના[2] સતિ ધન્ય! બિરાજે!!!૪૬

---

૧ વિખ્યાતિ. † પતિનો હાથ. ૨ રાવણુની પુત્રવધૂ સુલોચના

લક્ષ્મી બૃહસ્પતિ:‡
કોઇ દિને ન હતી ઑળખાણ,
સુ દૃષ્ટિમિળાપ અચાનક રંગે;
પૂરવ જન્મ શું પ્રેમ પ્રકાશ!
તહીં પ્રગટ્યો અતિ અંગ ઉમંગે;
પૂર્ણ પ્રયત્ન વિરૂદ્ધ છતાં પણ,
જીવન જીવ રહ્યા મળી સંગે;
"લક્ષ્મી બૃહસ્પતિ" આ જગઝાહિર,
પ્રેમથી એક થયા મળી અંગે!!! ૪૭

પુષ્પસેન પદ્મમાવતી:[૧]
જો પદ્મમાવતિના પરિપૂરણ,
પ્રેમથી પુષ્પકનો જીવ જામ્યો,

---

એનું આખ્યાન રામાયણમાં ઘણું ઉત્તમ રીતે વર્ણવ્યુંછે.
‡ એ એક ઐચ્છિક પ્રેમપાત્ર દંપતિવિષેની ઘણી રસિક પ્રેમકથા દેશી ભાષામાં છે, આજસુધી તેનાથી ગુજરાતી વાંચનારાઓ અપરિચિત છે; ઇશ્વરેચ્છાથી સમયમળે અમે તે 'સચિત્ર' પ્રગટ કરવાને યત્નવાન્ થઇશું.

૧. એની અસલ સંસ્કૃત વાર્ત્તાઉપરથી ફેરફાર કરીને ગુજરાતી કવિતામાં કવિ શામળભટે રચી છે.

તોજ તજી સઘળી વિપતી જગ,
તે અતિ કીરતિનો રસ પામ્યો;
પ્રેમ કરી શિરસાટ ઉચાટ તજી,
સઘળા સુખ, દુઃખ વિરામ્યો,
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ જગ,
ભાવિક પ્રેમથી સૌ દુખ વામ્યો. ૪૮

મધુ માલતિઃ-[૧]

પ્રેમ જુઓ "મધુ માલતિનો" અતિ,
જે અહિં ઝાહિર છે દુનિયામાં;
તાપ તપ્યાં સુ વિયોગ વિશેષજ,
તોય રહ્યાં શુભ પ્રેમ નિશામાં;
એમ સજે નહિ પ્રેમ સુનેમજ,
તો પછી કોણ કહે ગુણ આમાં;
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ અહીં,
પ્રેમજ ભાવિક શ્રેષ્ઠ ધરામાં. ૪૯

---

૧. એ વાર્તા પણ મૂળ સંસ્કૃતમાં છે, તેના કેટલાક અસલ શ્લોકો સહિત ગુજરાતીમાં છપાઇ છે.

### માધવ કામકુંડલા:[1]

પ્રેમ પૂરો દ્વિજ માધવનો જગ,
બાધ વિના વરણે કવિકાળી,
કામની કુંડળી કામથકી જવ,
પ્રીતની રીત વિશેષજ પાળી;
વિક્રમ વીર થયો શુભચિંતક,
તેથી ફળી છ મનોરથ ડાળી,
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ જગ,
પ્રીતિજ ભાવિક ઉત્તમ ભાળી ! ૫૦

### મોજદ્દીન મહેતાબ.[2]

પ્રેમ ખરો મહેતાબતણો અતિ,
મોજદ્દીને મતિ શુદ્ધ નિભાવ્યો,

---

૧. 'માધવાનળ અને કામકુંડલા'ની વાર્તા અસલ સંસ્કૃતમાં મહાકવિ કાળીદાસે કરી છે, તે ગુજરાતીમાં પણ બે ત્રણ રીતે છપાઇ છે. ૨. એનો અસલ ફારસીમાં કિસ્સો છે, તેપરથી સંવતના બાર કે અઢારમા સૈકામાં કવિશ્રી હૃદયરામે હિંદુસ્તાની કવિતામાં વાર્તા કરી છે, તે અસલ હિંદી કવિતાસાથે ગુજરાતીમાં અમારા

તખ્ત કરી કુરબાન કુવખ્ત જ,
સખ્ત સજા મનમાં નવ લાવ્યો !
તેમ ખરી મહેતાબ સતી,
પતિકાજ સુજિંદગી હાથ ઉઠાવ્યો !
જીવન કહે પ્રિય રત્ન! જુઓ જગ,
ભાવિક પ્રેમ પ્રત્યક્ષ બતાવ્યો!!! ૫૧

**લેલી મજનું:**

પ્રેમ પ્રતાપ જુઓ મજનુંમાંહિં,
લેલી નિહાળી થયોજ દિવાનો;
અન્ય બતાવી અનેક વધૂ પણ,
એક ધરે ચિતમાં તહિં શાનો ?
લાગિ તે લાગિ ન લાગિ કરી નહિ,
પ્રેમની આગિજ અમ્મર માનો;
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ જગ,
ભાવિક પ્રેમ તણાજ નિશાનો ! ૫૨

---

તરફથી છપાઇ બહાર પડી છે. હાલ તેની બીજી આવૃત્તિ ગુજરાતી ટૈપમાં કરી છે,તેની કિંમત ઘટાડીને રૂા.૦)ᕮ. રાખી છે.

## પ્રવીનસાગર.[1]

પ્રેમ કર્યો રસસાગર પૂરણુ,
જેહુ પ્રવીનથકી અતિભારી,
જિંદગી ગાળી વિયોગથકી જ,
સુકાવ્ય થકી કીર્તિ વિસતારી;
જેહુતણા ગુણુગાન અહીં,
નરનારિ સુ ગાય સુણેજ વિચારી,
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ,
અહો પૂરણુ પ્રેમતણી બલિહારી !!! ૫૩

## રાયપ્રવીન ઇંદ્રજિત.[1]

રાઈપ્રવીન હુતી ગણિકા પણ,

---

૧ પ્રવીનસાગરનો મોટો ગ્રંથ કચ્છ કાઠિયાવાડમાં ઘણોજ પ્રસિદ્ધ છે, અને તે બે ત્રણુ રીતે છપાયો છે.

૧ રાયપ્રવીન અને ઇંદ્રજીતનું વર્ણન મહાકવિ કેશવદાસના રસિકપ્રિયા અને કવિપ્રિયા નામના ગ્રંથોમાં છે, પણ તેમની પ્રીતિવિષેનું ખાસ પુસ્તક કોઇ નથી. કવિપ્રિયામાં મહાકવિરાજ શ્રીકેશવદાસ રાયપ્રવીનવિષે નીચે પ્રમાણે લખે છે:—

પ્રેમથી કીરતિ ઉત્તમ પામી,
તુચ્છ કર્યો શુભ શાહિજહાંન જ,
જેની સુકીરતિ છે જગ જામી!
એકજ તે નૃપતિ ઇંદ્રજીતથી,

---

राइ प्रवीन कि शारदा? शुचि रुचि रंजित अंग;
वीणा पुस्तकधारिणी, राजहंस सुतसंग. १
वृषभवाहनी अंग उर, वासुकि लसत नवीन;
शिवसँग सोहत सर्वदा, शिवा कि राइप्रवीन? २
रतनाकरललिता सदा, परमानंदहिं लीन;
अमल कमल कमनीय कर, रमा कि राइप्रवीन? ३

ઉપરના ત્રણે દોહરાઓમાં કવિએ શ્રેષ્ઠ શબ્દોવડે રાઇપ્રવીનના ઉત્તમ ગુણોનું વર્ણન કરતાં અનુક્રમે તેની શારદા, પાર્વતી અને લક્ષ્મીની સાથે સદેહાલંકારવડે તુલના કરી છે। તેપરથી કેશવદાસ જેવા મહા કવિનો તે સ્ત્રીવિષે કેવો ઉત્તમ અભિપ્રાય હતો, તે સ્પષ્ટ દેખાય છે. રાઇનપ્રવીન મૂળ એક પાતર ( ગણિકા ) હતી. અર્થાત્ બાળપણમાં તે ગણિકાને ત્યાં ઉછરેલી હતી અને તે ઓડછા ( હમણાંના ઉર્ચા ) ના મહારાજકુમારશ્રી ઇંદ્રજીતની પ્રિયાંગના હતી. તે નૃત્ય;

પ્રેમ સુશુદ્ધ કરી દુખ વામી,
જીવન કૂહે પ્રિય રત્ન ! સુણો શુભ,
પ્રેમ થકી ફરી પામી તેં સ્વામી ! ૫૪

---

ગાયન અને સૌન્દર્યમાં શ્રેષ્ઠ હતી, એટલુંજ નહિ પણ ઘણી ઉત્તમ કવિતા પણ કરી શકતી હતી. તેના આવા ઉત્તમ ગુણોની કીર્તિ જ્યારે દિલ્હીના દ્વારસૂધી પહોંચી, ત્યારે તે વખતના શેનશાહ **શાહજહાંએ** મહારાજા ઇંદ્રજીત ઉપર પરવાનો લખીને રાઇપ્રવીનને પોતાની હુઝૂરમાં બોલાવી. ઇંદ્રજીત અને કેશવની છેલ્લી મસલતથી આ તે રાઇપ્રવીનને મોકલવી એમ ઠર્યું. છતાં ચાલતી વખતે રાઇપ્રવીને ઇંદ્રજીતને કહ્યું હતું કે—"હું તમારી છું તે જીવછતાં બીજાની થવાની નથીજ ! "-

રાઇપ્રવીન જ્યારે શાહજહાંની હુઝૂરમાં ગઇ ત્યારે તેની આંખમાં આંશુ હતાં, તે પરથી પાદશાહે સવાલ કર્યો, તેનો શીઘ્ર દૂહામાં તેણે જવાબ આપ્યો કે—

**દ્રગઅંજલી जल भरलुहे, महामंत्र मुख मेन ;**
**इंद्रजीतबिनु अवरकों, निरखनकों यह नेन !**

**તેથી શાહજહાંને** ભારે અસર થઇ, છતાં પણ **તેણે કહ્યું** કે—" તમે ગમેતેટલા ઉપાય કરશો, તથાપિ

## પ્રેમના હુઝૂરી.

પ્રીતનૉી રીત તૉ હીર[1] નિભાવિજ,
રાંઝન[1] મીરથકી અતિપૂરી;
તેમ શિરીન[2] અને ફ્રરહાદનૉી[2],
રીત નહિ કહુઁી છેજ અધૂરી;

---

તમને ઓડછે જવા ન દેતાં અહીં અમારી હુઝૂરમાંજ રાખવામાં આવશે." ત્યારે તેણે પૂછ્યું:-

"ખુદાવિંદ, આપ કોણ છો?" **શા.** "હું પાદશાહછું."

**રા.** "અને હું?" **પા.** "તું પાતર છે"

**રા.** "બસ, ત્યારે મારી એટલીજ વિનંતીછે કે:—

**"बिनती राइप्रवीनकी, सुनियें शाहिजहान**
**जूठी पातरि दो भखें, के कागा के श्वान !"**

પાતુરિ એટલે ગણિકા અથવા જમવાની પાતલ, એવો શ્લેપ છે. આ પરથી પાદશાહે તેની ચતુરાઇ અને ખરી પ્રીતિ જાણીને સન્માન સહિત પાછી ઓડછે મોકલી દીધી હતી!

૧ રાંઝનહીરની વારતા દેશી ભાષામાં છે. ૨ શિરીન ફ્રરહાદનો કિસ્સો મૂળ ફારસી અને તેપરથી ઉર્દુમાં છે, તેનું 'દાગેહસરત' નામે નાટક હાલ મુંબઇમાં થાયછે.

પ્રીતિપ્રસિદ્ધ થઈ નવનંદિની[1],
દેવગિરામાંહિં દીસતિ શૂરી,
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ જગ,
ભાવિક પ્રેમતણુાજ હુઝૂરી.

પ્રેમની રાજસભા.[2]

પ્રેમતણા પતશાહ દિસે,
મજનું સમ પૂરણ પ્રેમથી એવા,
દીસે વઝીર જહાં બહિરામ,
ફરામ સમા બખશી તણી સેવા;
રાંઝન મીર, અમીર છે ફુલ નેં,
છે મુનશી માંહિં આલમ જેવા,
દીસે જહાં ઘનઆનંદ પ્યાદલ,
પ્રેમપ્રસાદ અલૌકિક મેવા ! !! ૫૬

પ્રેમી સ્ત્રીઓનો સમાજ[3].

એક બનાવિ સભા શુભ પ્રેમની,

---

૧ નવનંદનિની વારતા સંસ્કૃતમાં છે. ૨ આ પ્રેમરાજસભામાં પ્રેમી પુરૂષોનાં નામ છે. ૩ એ સવૈયામાં બધા પ્રેમી સ્ત્રીઓ (માશુકો) નાં નામ છે.

માલતિ, હીર, હુસેનુ[1] શીરીને !
હાજર છે રઁગરેઝી[1] તહાં,
કવિતા પદમાવતિની રસભીને !
નૃત્ય સઁગીત કરે નવનંદનિ,
કુંડળીકામ મૃદંગ ગ્રહીને !
જીવન અમૃત-પ્રેમ પિયે તહિં
લેલિ દિયે નિજ હાથ ધરીને !!! ૫૭

પ્રેમના જોગીઓ.

પ્રેમ થકી પલટ્યોંજ સિકંદર[2]
પ્રેમ થયો દરવેશજ દારા,[3]
પ્રેમથી ફૂલ ફકીર થયો વળી,
શાહપનાહ[4] તજી શુભ ધારા;

---

૧ હુસેનુ તથા રંગરેઝાના કિસ્સા ઉર્દુમાં છે. ૨ મહાનસિકંદર એને એક નૌશાબા નામની શાહજાદી સાથે પ્રીતિ થઇ હતી. ૩ દિલ્હીની પાદશાહીનો શાહજાદો-ઓરંગઝેબનો ભાઇ-તેણે પ્રેમને માટે ફકીરી લીધી હતી ૪ શાહપન્નાહે પાદશાહીધારા તજી ગાદીનો ઉપરથી હક્ક છોડ્યો હતો.

કિંકર પ્રેમ થયાજ મહમુદ[1]
ને બહિરામજ[2] પ્રેમથકી સારા,
જીવન પ્રેમ નવીન જટા મજનું-
ધરિ શીશ થયા જગ ન્યારા !!! ૫૮

## પ્રેમરત્ન.

શોધન તત્ત્વતણું કરવા શુભ,
જ્ઞાનિનું ચિત્ત વિચિત્ર ઢળ્યું છે,
શોધિ વળ્યા સઘળી પૃથવી તહિં,
રત્ન ન કોઇ અમૂલ્ય કળ્યું છે;
તત્ત્વ સુસિંધુ મથ્યો વળતી તવ,
દુઃખજ ચિત્તનું સર્વ ટળ્યું છે,
જીવન કહે પ્રિય રત્ન ! સુણો શુભ,
યત્નથકી પ્રેમ સુરત્ન મળ્યું છે. ૫૯

## કિરીટવૃત્ત.

ગાન નેં તાન શિખ્યો સઘળા ત્યમ,
માન મહાન જનોતણી નિકટ,[3]

---

૧ મહમૂદ ગઝનવીને આયાઝ નામે ગુલામથી પ્રેમ હતો. ૨ એ મુગલાઇ વખતમાં વઝીર હતો ૩ નિકટ-પાસે.

કાવ્યકળા શુભ શીખી રહ્યો વળી,
ઔષધ રીતિ અનેક કરે ઝટ;
શીખિ રહ્યો ચતુરાઇ અનેક સુ,
ભૂપસમીપ થયો વળી સુભટ,[1]
જીવન કહે પ્રિય રત્ન ! સુણો, પણ
પ્રેમવિના સઘળું જગ ફોકટ !!     ૬૧

ઇંદ્રવિજય વૃત્ત.

શીખિ સુજ્ઞાન થયો વિદવાન[2],
દિવાન તણી પદવી કદી પામ્યો,
તેમ બન્યો નરનાથ કદી,
સુખસાથવિષે જ વિશેષ વિરામ્યો;
દેશ વિદેશવિષે નિજ આણથી,
છેક પ્રતાપ દિસે જગ જામ્યો,
રત્ન ! સુણો કહે જીવન તોપણ,
પ્રેમવિના જન જિંદગી વામ્યો!!     ૬૧
પ્રેમવિના જીભ વાણિ વદે તવ,
જીભ ન એ, મુખ ચર્મ-લતા[3] છે !

---

૧ સુભટ—શૂરવીર. ૨ વિદ્વાન. ૩ ચર્મ-લતા=ચામડાનો વેલો.

પ્રેમવિના કદી આંખ જુએ તવ,
આંખ ન કાચનું યંત્રખતા[1] છે!
પ્રેમવિના જનનું મન છે તવ,
એ મન પંગુ[2]પ્રયાણુ સતા છે!
જીવન કહે પ્રિય રત્ન! સુણો જગ,
પ્રેમવિના જન જૂઠ મતા[3] છો!!! ૬૨
પ્રેમ હશે નૃપને નિજ રૈયત,
તો રઘુવીર પરે વખણાશે,
પ્રેમ હશે અધિકારીવિષે જ,
ધિકારથી તે ન કદીજ હણાશે[4];
પ્રેમ હશેજ કવીશ્વરમાં તવ,
ઈશ્વર પેર જગેજ જણાશે,

---

૧ એવી કાચની આંખ કેટલાક કાણા માણસો પહેરે છે, તે બરાબર આંખ જેવીજ જણાયછે, માત્ર તેનાથી જોઇ શકાતું નથી; પણ ગિજાજમાં ચાલ્યા જવાથી કદાચ એવી આંખ ઠોકર (ખતા) ખવરાવે છે. ૨ પાંગળું–લૂલું–પાંગળાને જેવી ચાલવાની સતા છે, તેવી પ્રેમ વગરના મનમાં શક્તિ છે. ૩ ગેના–ગિલ્લકત. ૪ તિરસ્કારને પાત્ર નહિ થાય.

જીવન કહે પ્રિય રત્ન ! સુણો જગ,
પ્રેમથી કીરતિવંત[1] ગણાશે. ૬૩.
પંડિત પ્રેમથી ગ્રંથ રચી સુ
અખંડિત કીરતિ મંડિત થાયે,
પ્રેમથકી રણવીર લડી રણ,
રાજ્ય કિંવા સુખ સ્વર્ગ સુહાયે;
પ્રેમથકી બહુ ભક્ત જનો કરી,
ભક્તિ સુ શક્તિથી મુક્તિ સિધાયે,
જીવન કહે પ્રિય રત્ન ! જુઓ જગ,
કારણ પ્રેમ પ્રસિદ્ધ ગણાયે. ૬૪

કિરીટ વૃત્ત.

પ્રેમથકી સ્થિર કીરતિ કાજ,
રચે જન કૂપ તળાવતણા [2] ગણ,
પ્રેમથકી સ્થિર કીરતિ કાજ જ,
થાયછ શારદ-પંથ[3] વધારણ;

---

૧ કીર્તિવંત. ૨ સમૂહ-જથા. ૩ સરસ્વતીનો માર્ગ, તે વધારવા માટે સ્કૂલો, લાયબ્રેરીઓ, વગેરે ધનાઢ્ય લોકો પ્રેમથી કરે છે તે.

પ્રેમથકી સ્થિર કીરતિ કાજ,
રચાવિ સુકાવ્ય કરે દુખ ચૂરણુ,
જીવન કૃહે પ્રિય રત્ન ! જુઓ જગ,
પ્રેમ દિસે પરમારથ પૂરણુ ! ૬૫

ઇંદ્રવિજય વૃત્ત.

જે જન ઉત્તમ છે જગમાં બહુ,
તેહજ પ્રેમ પ્રભા શુભ લેશે,
જે જન ઉત્તમ છે જગમાં બહુ,
તે મુખ પ્રેમીતણા ગુણ કે'શે;
જે જન ઉત્તમ પ્રેમિ પૂરા જગ,
તેજ વિયોગ વ્યથા તન સે'શે;
દેહનેં છેહ દિયે તો ભલે પણ,
નેહનેં છેહ ન જીવન દેશે[1] !!! ૬૬

---

[1] કવિ વૃંદ કહેછે કે-

"प्रेमी प्रेम न छांडहैं, होत प्रानतें हीन;
मरे परेंहैं उदर तउ, जल चाहतहैं मीन !"

મરી ગયેલાં માંછલાં મનુષ્યનાં પેટમાં પડ્યા છતાં પણ પોતાનો મૂળ પાણીથી સ્નેહ છે, માટે પાણી માગે છે। અર્થાત્ માછલાં ખાનારને તરસ બહુ લાગેછે ।

## પ્રેમની ઐક્યતા.

રંગ મળ્યા થકી રૂપ થયું પણ,
મૂળ તૉ છે સહુ એકજ પાણી !
અક્ષરભેદ અનેક દિસે પણ,
એક અકારતણી મહિં વાણી !
ધર્મજ પંથ અનેક થયા પણ,
એક મહિં કરતાર-કહાણી !
જીવન પ્રેમ પ્રકાર ઘણા પણ,
વાત મહીં શુધ સ્નેહનૉ જાણી !!! ૬૭

### પરિગ્રહ મળવાની વકી !

વ્યાપિ રહ્યો જગ પ્રેમ બધે,
પરિગ્રહ પરે નિજ તંત્રથકી છે,
કોઇ ન તેનૉ સતાથૉ સ્વતંત્ર છે,
પ્રેમ અલૌકિક મંત્ર નકી છે;
પ્રેમનૉ જ્યોતિ અખંડ પ્રકાશિત,
વિશ્વવિષે શુભ વ્યાપિ શકી છે,
જીવન કહે પ્રિય રત્ન ! સુણો,
પરિગ્રહ મળ્યાનૉ સુપ્રેમ વકી છે !! ૬૮

સાધન જોગ કર્યું તો કશું ?
વળી શું થયું વેદ પુરાણ જ વાંચે ?
તીરથ વ્રત્ત કર્યાં તોં કશાં વળી,
શું ગુણગાન નિરંતર નાચે ?
દેવનીં સેવ કરી તો કશી વળી,
મંત્ર ઑરાધન શું મન કાચે ?
જીવન છે ચતુરાઈ વૃથા જગ,
(જો) પ્રેમ-પ્રતીત પડી નહિ સાચે !!! ૬૯

વેદ પુરાણ મુંઝાઈ રહે સહુ,
અન્ય વૃત્તિ વરસે જન પ્રેમી,
દેહ-દશા પરખે નહિ કો નિસપૃહી*,
રહે જન પ્રેમનોં નેમી !
પાર લિયે તોં મળે પરિબ્રહ્મનેં,
શેષ મહેશ લહે ન સુરે'મી[1],
જીવ અનિત્ય જણાય બધો જગ,
પ્રેમ પ્રભા ઍક નિત્યયજ ક્ષેમી[2] !! ૭૦

---

* નિસ્પૃહી. [1] સારા રહેમી–દયાવાળા. [2] ક્ષેમ–કલ્યાણ, ક્ષેમી–કલ્યાણ કરનારાવાળા.

પ્રેમથકીજ પ્રતીત રહે વળી,
પ્રેમવિષે રસરીત દિસેછે,
પ્રેમવિષે નૃપનીત[1] અધીક છે,
હાર સુ જીતજ જંગવિષે છે!
પ્રેમથીહાવ નેં ભાવ દિસે ત્યમ
પ્રેમ સુસંપ સભા [2]વિકસે છે,
રાગ નેં રંગ ઉમંગ અનંગ સુ,
જીવન પ્રેમજ સર્વ શીશે છે! ૭૧
પ્રેમજ ધેય[3] નેં ધ્યાન દિસે,
ધરનાર સુધ્યાનનોં પ્રેમ મહીં છે,
પ્રેમથીં જોગનેં ભોગ દિસે,
ત્યમ પંચ મહભૂત[4] પ્રેમ અહીં છે;
પ્રેમ પ્રકાશ પ્રભુ–પ્રભુતાઈ છે,
જે સુખદાઇ જહીંજ તહીં છે,
જીવન કહે પ્રિય રત્ને! જુઓ જગ,
પ્રેમવિના કશી વસ્તુ નહીં છે! ૭૨

---

૧ રાજનીતિ, ૨ પ્રફુલ્લિત, થાયછે, શોભા અને મહત્તા પામે છે. ૩ જેનું ધ્યાન ધરવું હોય તે વ . ૪ પૃથ્વી, પાણી, તેજ, વાયૂ અને આકાશ.

## પ્રેમથીજ મુક્તિ!

પ્રેમ ધરી એક પત્થરને કહે,
"ઇશ્વર એહ મને ફળશે!"
પ્રેમ કરી એક ઇશ્વર ને કહે,
"પત્થર એહ મને નડશે!"
પ્રેમ-પ્રમાણુ પ્રમાણુ ખરૂં,
વિણુ પ્રેમ પ્રમાણુ નાહિં જડશે!!!
જીવન કહે પ્રિય રત્ન! જુઓ જગ,
પ્રેમ થકી મુકતિ મળશે!!! ૭૩

## પ્રેમ શીખ્યો ન શીખાય!

નાટચકળા શુભ શાસ્ત્રવિધિ,
વશીકર્ણની વાણિ મુખેથી ભણાયે,
દેવની ભક્તિ સુ શાસ્ત્રસિધાંતને
ખંત ખરીથી કરીજ ગણાયે;
તેમ શિખાય કળાઓ અનેક,
અભ્યાસથી છેક વિશેષ છણાયે,
પ્રેમ પ્રતાપ અભ્યાસ કરાય ન,
એહ સ્વભાવિક સિદ્ધ જણાયે!!! ૭૪

## પ્રેમજ ચૈતન્ય!

પ્રાણુ, શરીર, મન, પ્રેમ એૅ,
ચાર સમાન અહીં સમજાયે,
એક વિના ન બને કહીં કારજ,
એમ પ્રસિદ્ધ પ્રમાણુ કરાયે;
પાત્ર ને તેલ, દિવેટ ને પાવક,
ચારથી દીપક નામ ધરાયે,
જીવન અન્ય ત્રણે જડ છે, પણુ–
પાવક પ્રેમથી ચૈતના† થાયે !!! ૭૫

## પ્રેમ-પય!

પ્રેમ દિસે પય[૧]એજ પ્રમાણુ,
સુ અન્ય અનેક સ્વરૂપ ભલે છે,
છાસ, દહીં, ઘૃત, માંખણનું પણુ,
કારણુ એકજ દૂધ કળે છે;
રંગ દિસે જગ શ્વેત તમામનૉ,

"† ચેતનમેં અય હેત, જડ અહેત ડિસજેં ગિડે;
જડ ચોજે જન સેત, જેંમેં હુરે ન હેત હી."

૧ પય–દૂધ. (કાવ્યકળાધર કળા ૧ લી.)

તેમ તમામવિષેજ મળે છે,
દુઃખ નિવારણ, તારણ કારણ,
જીવન એ પય પ્રેમ ફળે છે! ૭૬

દુઃખનિવારણ-પ્રેમ.

પ્રેમવિના નહિ સિદ્ધિ લહે કદી,
જે જન સાધક જોગ સમાધિ,
પ્રેમવિના નહિ ઇષ્ટ મળે સુ
અભિષ્ટ[2]તણી વધશેજ ઉપાધિ[3];
પ્રેમવિના ભણવું શું ભણાવવું?
તે જનને મન છે સહુ આધિ[4],
રત્ન! સુણો કહે જીવન પ્રેમથી,
સૌ ટળશે જન આધિ ને વ્યાધિ[5]!૭૭

**પ્રેમની નિષ્ફળતા અને સફળતા.**

ક્ષાર[6]અને રણભૂમિ[7]વિષે જયમ,

---

૨ ઇચ્છેલું ૩ ઉપજાવેલું દુઃખ. ૪ મનનું દુઃખ. ૫ શરીરનું (રોગાદિક) દુઃખ. ૬ ખારવાળી (ખારી) જમીન-કચ્છીમાં એને "ખરછ" કહે છે ૭ કસ વગરની રેતીવાળી જમીન, જેવાં અરબસ્તાન અને આફ્રિકાનાં રણ છે તેવી.

બીજ ધરેલ વૃથા વહિ જાશે;
તેમજ દુષ્ટ ને મૂરખને મન,
પ્રેમ જરૂર વૃથા જગ થાશે;
ભૂમિ રસાળ અને ફળદ્રુપવિષે,
જયમ બીજ અતિજ ફળાશે,
જીવન તેમ ચતુર ગુણી મન,
પૂરણ પ્રેમ પ્રેકાશ જણાશે. ૭૮
પ્રેમ પવિત્ર સુ પૂરણ છે,
અપવિત્ર અપૂર્ણ ઉરે નહિ જાગે,
પ્રેમ પ્રકાશિત પૂરણ છે,
અપ્રકાશિતનો કદી સંગ ન માગે;
પ્રેમ ખરેખર પંડિત છે નર,
તે ન અપંડિતમાં અનુરાગે,
જીવન આ અમલિન[1] છે પ્રેમ,
મલિન હૃદે કદી તેહ ન લાગે! ૭૪
મનુષ્ય-ઝવાહિર, પ્રેમ-પાણી!
મોતિ, મહામણી, માણુક રત્ન,

---

૧ નિર્મળ-મલિનતા વગરનું.

અમૂલ્ય જડે જનને, મન જાણી,–
કિંમતકાજ ઝવેરિ–દુકાન
જઇ ચડશે વદિને શુભ વાણી;
કિંમત તે કરશે કરમાં લઈ,
પાણી પ્રમાણ વિવેક વખાણી,
જીવન પાણી પ્રમાણ છે મૂલ્ય,
મનુષ્ય ઝવાહિર પ્રેમછે પાણી !!! ૮૦

### પ્રેમપંચોતરિ–સુવર્ણમાળા.

પ્રેમપઁચોતરિ માળતણા,
મણકાજ સુવર્ણથી[1] શ્રેષ્ઠ કરીને,
રત્ન[2] અમૂલ્ય જડ્યાછ સ્થળે સ્થળ,
ખૂબ અલંકૃત[3] ભાવ[4] ભરીને,
કોવિદ[5] કો દિન જો સુ સમાજ–
વિષે વિચરે શુભ કંઠ[6] ધરીને,

---

૧ સારા અક્ષરથી અથવા સોનાથી. ૨ માણસનું નામ અથવા ઝવાહિર. ૩ કવિતાના અલંકારનો અથવા સોનાના ઘરેણાંનો. ૪ કવિતાના ભાવ–રહસ્ય અથવા ઘરેણાની કિંમત. ૫ પંડિત. ૬ કંઠે કરીને અથવા ગળામાં પહેરીને.

જીવન તો સુપ્રભા[1] કીરતિ થકી,
પ્રિય થશેજ નરેશ[2]હરિને.* ૮૧

કવિકુળ.

કચ્છનૃપાળ ખેંગાર બહાદુર,
તેની કૃપાગુણનો અભિલાષી,
જીવન ગોર જરૂર કૃતારથ,
છે મન એ નૃપની ધરિ આશી;
ભૂપપુરોહિત શ્રી અજરામરનો-
સુત છે કવિ ભુજનિવાસી,
રત્ન-કૃપાથી કરી પરિપૂરણ,
પ્રેમપંચોતરી પ્રેમ પ્રકાશી. ૮૨

સમય અને સ્થળ.

ભોજપુરીમાંહિ નાગમતિ-તીર;
સાલ સુ ઓગણિસેંજ પચાશે,
પક્ષ છે કૃષ્ણ ને આશ્વિન માસ,
નિવાસ વિદ્યાલયમાં સુહુલાસે;

---

૧ કાંતિ અને કીર્ત્તિથી અથવા કાંતિનીકીર્તિવડે.
૨ પરમેશ્વરને કે રાજાને. *આ સવૈયામાં શ્લેષ અલંકાર છે, અર્થાત્ તે દ્વિઅર્થી છે.

એકમ વાર શશીસુતની તહિં,
પૂરણ કીધી અતિ અભિલાષે,
જીવન "પ્રેમપચોતરી" પ્રેમી,
સુપંડિત પૂરણ પ્રેમથી ગાશે! ૮૩

હરિગીત.

પ્રિય રત્નશંકર મિત્ર ગણી,
વરતે અતિશય પ્રીતથી,
વળી ચાહ ચોગણિ ચિત ધરી,
કવિતા સુણે શુભ રીતથી;
સુણી "પ્રેમપંચોતરી" પ્રથમથકી,
પ્રેમની વૃત્તિ ધરી;
તે કાજ આ કવિ જીવને
પ્રેમી જની અર્પણ કરી! ૮૪

દોહરો.

પ્રેમીવિણ કો પ્રેમની, કરે પરીક્ષા પાસ?
મળે પરીક્ષક રત્ન તો, પ્રેમી જીવન, દાસ! ૮૫



## પૂરણ પ્રેમ.

### સવૈયા-ઇંદ્રવિજય વૃત્ત.

પૂરણ પ્રેમથકી જગમાં
જનને જન ઉત્તમ મિત્ર મળેછે,
પૂરણ પ્રેમથકી જગમાં,
જનને શુભ કીરતિ વેલ ફળેછે;
પૂરણ પ્રેમવડે જનથી
જગમાં બહુ શ્રેષ્ઠ કળા નીકળેછે,
પૂરણ પ્રેમથકી જન જીવન,
જોગ સમાધિથી ઈશ કળેછે. ૮૬

## ગો-પ્રેમ.

ગાયતણા શુભ પ્રેમથી કૃષ્ણ,
"ગોપાળ" તણી પદવી રૂડિ પામ્યા!
ગાયતણે શુભ પ્રેમ મહીપ-
દિલીપ[1] વંધ્યત્વતણું[2] દુખ વામ્યા!
ગાયતણા શુભ પ્રેમથી શાહ,

---

૧ એનું આખ્યાન પુરાણમાં છે. ૨ વાંઝિયાપણું.

અકબ્બર[1] કીરતિથીજ વિરામ્યા!
ગાયતણા શુભ પ્રેમથી રત્ન!
સુ જીવન[2] શ્રેષ્ઠ કરી જગ જમ્યા!!! ૮૭

તીર લઇ નિજ હાથવિષે શુભ
ક્ષત્રીય વીર કુલીન[3] ફર્યા છે!
એક સુ શુદ્ધ કરી દૃઢ પ્રેમજ
ગાય તણે હિત જોગ ધર્યા છે!
"ગાયતણા પ્રતિપાળક પૂરણ,"
નામ ધરાવી સુ શ્રેષ્ઠ ઠર્યા છે,
જીવન કે' પ્રિય રત્ન! જુઓ જગ,
અમ્મર તે કવિયોએ કર્યા છે!!! ૮૮

ગાય ધરી અતિ પ્રેમ બધે,
નરનારપ્રતિ ઉપકાર કરેછે,

---

૧ મહાન્ (જલાલુદ્દીન) અકબર. ૨ જિંદગાની.
૩ જેણે મિ૦ તાલેયારખાંનું "મુંદ્રા અને કુલીન" એ નામનું પુસ્તક વાંચ્યું હશે, તેને આ સવૈયાનો અર્થ વિશેષ ખૂબી અને સરલતાથી સમજાશે.

ઊંચ કે નીચ ગણે નહિ અંતર,
એક સમાન સુવૃત્તિ ધરેછે;
તેમ છતાં ન કરી પ્રતિપાલન,
હાલ અનેક જ પ્રાણ હરે છે!
જીવન કે' પ્રિય રત્ન! જુઓ,
જગમાં જન તેહ કૃતઘ્ન[1] ઠરે છે! ૮૯

કૈક વીરો ફરતા જગમાં,
ગઉરક્ષ[2] ફકીરિ તણી ધરી જાંહીં!
કોઇ વળી તનથી, ધનથી,
મનથી કોઈ બિર્દ ધરી ત્યમ આંહીં!
ગાયતણા શુભ રક્ષકનું પદ
ધારિજ ધન્ય! વીરો જગમાંહીં!
જીવન કે' પ્રિય રત્ન! જુઓ જગ,
એથી અધિક ન પ્રેમજ ક્યાંહીં!! ૯૦

---

૧ આર્ય અનાર્ય સર્વ ધર્માચાર્યોએ 'કૃતઘ્નતા'ને મહાપાપ માનેલું છે. ૨ ગૌરક્ષ.

ગાયતણા શુભ પ્રેમથીં એક
સુપર્વત પૂર્ણ પ્રસિદ્ધ થયોછે,
નામ ધરાવિ ભલું ગઊવર્ધન,[1]
કીર્ત્તિથી તેહ ઉતંગ રહ્યોછે !
અદ્‌ભુત પ્રેમથીં એ જડ પર્વત,
છેક પવિત્ર પુરાણુ કહ્યોછે !
જીવન કે' પ્રિય રત્ન ! જુઓ,
જગ ઉત્તમ એ ગઊ[2] પ્રેમ લહ્યોછે !! ૯૧

દોહરો.

ઉત્તમ એ ગૌપ્રેમથી, જડ પણ પામ્યા માન !
તો ઉન્નતિ કેમ નવ લહે ? ચૈતન જીવ નિદાન ? ॥ ૯૨



૧ ગોવર્ધન પર્વત-ભાગવતમાં પ્રસિદ્ધછે. ૨ ગૌ.

# સૌન્દર્ય[1] પ્રેમ.

'સવૈયા ઇંદ્રવિજય વૃત્ત.

પ્રેમતણું શુભ સ્થાનક એક,
જુઓ જગ મધ્ય જરૂર જણાયે,
નારિ અને નર સુંદરતાપ્રતિ,
પ્રેમપ્રવાહવિષેજ તણાયે;
ભાવિક પ્રેમની માળવિષે મણકો,
મુખ[2] સુંદરતાજ ગણાયે;
જીવન રત્ન ! સુ પ્રેમ જુઓ જઇ,
સુંદરતા ભવ શ્રેષ્ઠ ભણાયે. ૯૩

" સુંદરતાપ્રતિ માન ધરો ! "
ફરમાન રૂડે વિદવાન કહ્યા છે,
" સુંદરતાપ્રતિ પ્રેમ કરો ! "
વચનામૃત એમ અનેક કહ્યા છે;

---

૧ ખૂબસૂરતી. ૨ મુખ્ય-પહેલો-આદ્ય.

રત્ન! સુણો કવિ જીવન કે' જગ,
સુંદરતા વિણુ પ્રેમ ત્રપા[1] છે;
વિશ્વવિષે શુભ સુંદરતા
કરતારનોં ઉત્તમ પે'લી કૃપા છે !!! ૯૪

સુંદરતાસહ સદ્‌ગુણ છે તવ,
એથીં અધિકજ ઉત્તમ શું છે ?
સુંદરતા શુભ જ્ઞાન ધરે તવ,
એથીં અધિક ન કાંઇ કહ્યું છે !
રત્ન ! સુણો કવિ જીવન પ્રેમીં !
એં સુંદરતા માંહિ સર્વ રહ્યું છે !
સુંદરતા માંહિ પ્રેમ પ્રકાશ તોં !
એથીં અધિક કયો નર પૂછે ?!! ૯૫

સાધન સર્વ સમાન હશે, કૃતિ–
એકજ એ જનને કરવાની;

---

૧ લાજ, શરમ છે–લાજી મરવા જેવું છે. ખૂબ-સૂરત સ્ત્રીપુરૂષોના પ્રેમના મોટા મોટા ઇતિહાસો લખાયા છે, બદશિકલના નહિજ.

એક છે સુંદર એક અસુંદર,+
સંકટની સરિતા[1] તરવાની;
કોણુ કહે મુખથી નક્કી એમજ,
સુંદરતા દુખ ના હરવાની ?
ટાળી બધા દુખ પ્રેમથી જીવન,
સુંદરતા અમિ[2] ત્યાં ઝરવાની !!!   ૯૬
કોઇ દિને ન હશે પહિચાન,
તથાપિ જનો જન સુંદર ચ્હાશે;
ગ્રંથ અને સદપંથવિષે પણ,
સુંદરતા જગમાં વખણાશે;
એકજ માતપિતા તન તોપણ,
સુંદરના પ્રતિ પ્રેમ જણાશે;
રત્ન ! સુણો કવિ જીવન કે',
જગમાં શુભ સુંદર પ્રેમ ગવાશે !   ૯૭




---

+ કુરૂપ–કદરૂપું. ૧ નદી–દુઃખરૂપી નદી. ૨ અમૃત.

"સરસ્વતી શૃંગાર" નો વધારો

# અમારી ઑફિસનાં પુસ્તકો.

નવિન આવૃત્તિ છપાય છે.

# ઉઢો અને હોથલ.

## એક પવિત્ર સ્વર્ગીય પ્રેમમય કચ્છી ઐતિહાસિક નવલકથા.

આ અતિ રસિક અને પ્રેમના અપૂર્વ તથા પ્રત્યક્ષ ચિતારવાળી વાર્તા જે ૧૧ પ્રકરણોમાં રચાયલી છે, અને "સરસ્વતીશૃંગાર" પુ. ૧ લાના અંક ૫ માંથી પુ. ૨ જાના અંક ત્રીજા સુધીમાં પ્રગટ થયેલી છે, તેજ યોગ્ય સુધારા વધારા સાથે પુસ્તકના આકારમાં પ્રગટ કરિયે છિયે. આ વાર્તામાં કુદરતના અલૌકિક બહાર અને દૈવિક દંપતિના ઉત્કૃષ્ટ પ્રેમનું સારી ભાષામાં ઘણું ઊંચું વર્ણન કરેલું છે.

પહેલી જાન્યુઆરીસુધી મંગાવનારને રૂા. ૦-૬-૦ પાછળથી રૂા. ૦-૮-૦; ઉંચા ગિલ્ટના પાકા પૂઠાના રૂા. ૦-૧૨-૦

ચાર પ્રતો સાથે મંગાવનારને પોસ્ટેજ માફ, આઠે એક પ્રત ભેટ. વધારેને માટે કમિશન અમારા ધોરણ પ્રમાણે.



વિદુર સર્વોત્તમ છે." આ કવિતારૂપ ભાષાંતર "કવિ જીવરામ અજરામર ગોરે સરલ ગુજરાતી ભાષામાં સારા પરિચિત છંદોમાં ઘણું ઉત્તમ કર્યું છે." એમ વિદ્વાનોએ અભિપ્રાય આપ્યા છે. તથા મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના નામદાર ડિરેક્ટર સાહેબે અને વડોદરા દેશી કેળવણી ખાતાના મે. વિદ્યાધિકારી સાહેબે તે "સ્કુલલાયબ્રેરી અને ઇનામખાતે મંજુર" કર્યું છે. ચાર પ્રતે પોસ્ટેજ માફ, આઠે એક પ્રત ભેટ. જથાબંધ લેનારને સારું કમિશન મળશે. મુંબઇના બુકસેલરોએ એની સંખ્યાબંધ પ્રતો ખરીદી છે.

કવિશ્રી ઉદયરામ કૃત

# મોજદીન મેહેતાબ.

કદ સુપર રોયલ ૩૨ પેજી ૬૪ પૃષ્ઠ, બીજી આવૃતિ.

આ નાની હિંદી દોહરા સાથેની ગુજરાતી ગદ્યવાળી અતિ રસિક વાર્તાની બીજી આવૃત્તિ તદ્દન ગુજરાતી અક્ષરમાં ઊંચા ગ્લેઝ કાગળપર ઘણા સુધારા વધારા સાથે છાપવામાં આવી છે. ઘટાડેલી કિં. ૦)

ગુજરાતી ભાષામાં પિંગળશાસ્ત્રનો
**અપૂર્વ અને ઉપયોગી ગ્રંથ**

# भगवत पिंगल.

મૂળ કવિ શ્રી ઉન્નડજી કૃત હિંદીમાં; તેની '**કવિ જીવન**' કૃત સંપૂર્ણ ખુલાસાવાળી વિગતવાર ગુજરાતી ટીકા સાથે કિંમત રૂા. ૧-૦-૦ પોસ્ટેજ ૦)-

આજ સુધી ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલાં પિંગળોમાં ન જણાયલા એવા સંખ્યાબંધ નવિન ખુલાસા આ ગ્રંથમાં આપવામાં આવ્યા છે. બીજાં ગુજરાતી પિંગળોમાં જેમ **વર્ણ** અને **માત્રાનું સંખ્યા**, પ્રસ્તારાદિ બે રીતનું ગણિત આપેલું છે, તેમ આમાં એ બે ઉપરાંત ત્રીજું **ગાહાનું સંખ્યા**, પ્રસ્તારાદિ ગણિત ઘણા વિસ્તાર અને ખુલાસાથી આપ્યું છે. વળી છંદોનાં ઉદાહરણોમાં **શ્રીકૃષ્ણના** પુત્ર **શાંબે**, દુર્યોધનની પુત્રી લક્ષ્મણાનું હરણ કર્યું તેની સળંગ કથા વર્ણવી છે. એ સર્વ બિના ધ્યાનમાં લેતાં આ અમૂલ્ય ગ્રંથ રસિકો અથવા કાવ્યશા-

અના શોખિનો અને અભ્યાસીઓને ઘણોજઉપયોગીછે.

આ પુસ્તક મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના નામદાર ડિરેક્ટર સાહેબે તથા વડોદરા કેળવણી ખાતાના મે. વિદ્યાધિકારી સાહેબે સ્કૂલ લાયબ્રેરી અને ઇનામ ખાતે મંજુર કર્યુંછે.

જાણીતા કચ્છી વિદ્વાન
રા. રા. સચ્ચિદાનંદભાઈ નાનજીઆણીકૃત

# સુખસન્માર્ગ.

કિંમત રૂ. ૧-૪-૦ પોસ્ટેજ ०)=

સાદી ભાષામાં વ્યવહારિક દૃષ્ટાંતોવડે સરળ તત્ત્વજ્ઞાનનો બોધ આપનાર અને જેમાં વ્યવહાર અને પરમાર્થ બંનેનું જ્ઞાન મળે એવું "સંસારના ભોમિયા" રૂપ પુસ્તક આવું બીજું કોઇ નહિ હોય. કદ ડેમી ૪૦ ફોર્મ, ઉત્તમ ગ્લેઝ કાગળપર સુંદર મોટા અક્ષરની છપાઇ, સળંગ છીંટનું પાકું પૂઠું.

આ પુસ્તક ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ શાળાઓનાં ઇનામ અને લાયબ્રેરીઓ ખાતે મંજૂર કર્યું છે.

પ્રસિદ્ધ બંગાળી બાબુ રમેશચંદ્રદત્તપ્રણિત

# માધવી કંકણ.

આ મિ. નારાયણદાસ ઠક્કુરકૃત ભાષાન્તર ઘણું સુરસ અને અસરકારકછે, આ ઐતિહાસિક નૉવલનો મોગલાઇ રાજ્યના વખત સાથે સંબંધ છે, અને તેમાં ઘણા જાણવાજોગ અગત્યના બનાવોનું ઉત્કૃષ્ટ ભાષામાં વર્ણન કરેલું છે. આ ગ્રંથ "સરસ્વતી શૃંગાર"ના ગ્રાહકોને સંવત ૧૯૫૮ ની સાલની ભેટ" આપવા માટે તૈયાર કર્યો છે.

આગળથી ગ્રાહક થઇ નામો નોંધાવનારને રૂા. ૧, પાછળથી રૂા. ૧ા; પોસ્ટેજ ૦)=

---

કચ્છના જાડેજા કવિ શ્રી ઉમરજી કૃત

# ખુશાબોકુમારી

ગદ્યપદ્યાત્મક હિંદુસ્તાની વાર્તા.

**બીજી આવૃત્તિની ઘટાડેલી કિંમત રૂા. ૦—૮—૦**

આ વાર્તા કચ્છ દેશમાં ઘણી પ્રસિદ્ધ અને લોકપ્રીય છે. એનું ગદ્ય પણ કાવ્યરૂપ છે, અને કવિતાનો ફુટનોટમાં સંપૂર્ણ અર્થ આપેલો છે. પૂરતા ગ્રાહક થયે **બીજી આવૃત્તિ** તરત બહાર પડશે

કવિ જીવન કૃત

## પ્રેમપચીશી

આ પ્રેમવિષયનો કવિતારૂપ નિબંધ ઘણી જ ઊંચી ભાષામાં, જગપ્રસિદ્ધ પ્રેમી દંપતિઓનાં દૃષ્ટાંતોથી ભરપૂર અને ચતુરાઇદાર કવિતામાં રચાયલો છે. કવિતામાં બહુધા સવૈયા–દિગ્વિજય વૃત્ત છે. "પ્રેમ શબ્દ પર ગ્રંથ રચવા," એવા વિવાદપરથી આની રચના થયેલી છે. એની પહેલી આવૃત્તિ માત્ર એક માસમાં ખપી જતાં હાલ વારંવાર માગણી થવાથી આ "બીજી આવૃત્તિ" ઘણા સુધારા વધારા સાથે છપાય છે. ઘટાડેલી કિં.રૂ. ૦)

કવિ જીવન કૃત

## કાવ્ય કળાધર

### કળા પહેલી

૬૬ ડેમી ૧૨ પેજી આશરે ૧૦૦ પૃષ્ઠ, કિંમત રૂ. ૦॥

એમાં વિવિધ વિષયોપર રચાયલી અને ભિન્ન ભિન્ન માસિકોમાં પ્રગટ થયેલી જીવરામ અજરામર ગોર ઉર્ફે કવિ જીવન કૃત સંખ્યાબંધ શૃંગાર, વીર, શાંત, વગેરે રસોમાં રચાયલી કવિતાઓ છે. સ્વર્ગવાસી કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ આ પુસ્તક વિષે ઘણો ઉત્તમ અભિપ્રાય આપ્યો છે.

કચ્છના જાડેજા કવિ શ્રી ઉમડજી કૃત.

# मेघाडम्बर.

"બીજી આવૃત્તિ"ની ઘટાડેલી કિંમત રૂા. ૦-૪-૦

પહેલી આવૃત્તિમાં આની ટીકા પદ્યાત્મક હતી, તે આમાં ગદ્યમાં કરીછે, અને સર્વ બાબતના વિગતવાર ખુલાસા આપ્યા છે. એમાં "વરસાદનું ભવિષ્ય જોવાની સેંકડો યુક્તિઓ બતાવેલી છે." જે માણસો તેનો અનુભવસહિત અભ્યાસ ને અવલોકન કરે છે તે એ બાબતમાં ઘણું જાણવા સમર્થ થાય છે.

અતિ અદ્ભુત ડિટેકટીવ નોવેલ.

# સાતખુન.

અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં દિલ્હીશહેરમાં થયેલાં સાતખુન એક ચાલાક ડિટેકટીવ અમલદારે કેવી યુક્તિ, સાહસ, અને હિંમતથી પકડયાં છે! તેનો આ આબેહુબ ચિતાર છે. આ પુસ્તક "સરસ્વતી શૃંગાર" પુસ્તક બીજાના ગ્રાહકોને ભેટ આપવામાં આવ્યું હતું. તેની થોડીજ નકલો બાકી છે. ક્રાઉન ૧૬ પેજી ૧૨૦ પૃષ્ઠ. કિં. રૂ. ૦—૮—૦

સુનીતિદર્શક—નાની વાર્તાઓનું પુસ્તક.

# હિકાયતે લતીફ

૭૬ મોટા રૉયલ ૪ ફૉર્મ, કિંમત રૂ. ૦—૪—૦

આ અંગ્રેજી હાઈસ્કૂલોમાં ચાલતા ફારસી નીતિ ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર છે, તેમાં દરેક વાર્તા નીચે તેનો સાર આપેલોછે. હાલ થોડા વખતથી ગુજરાતી શાળાઓના "વગરધોરણ"માં મુખ્ય મહેતાજીએ વાર્તાઓ શીખવવાનો હુકમ થયો છે, તેમને આ પુસ્તક ઘણું ઉપયોગી થશે. મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાના નામદાર ડાયરેકટર સાહેબે તથા વડોદરાના મે. વિદ્યાધિકારી સાહેબે "સ્કૂલ લાયબ્રેરી-અને ઇનામ ખાતે મંજુર" કર્યું છે.

## ઉપલાં સર્વ પુસ્તકો

"સરસ્વતી શૃંગાર" ઓફિસ ભુજ, એ સરનામે તથા અમારા બીજા એજંટો પાસેથી રોકડી કિંમતે કિંવા વી. પી. બુકપોસ્ટ મંગાવવાથી મળશે.

પૂરતા ગ્રાહકો થયે જલદી બહાર પડશે !

# ચૈતન્ય શક્તિ. (*Vitul Force.*)નું

## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર,

**પ્રથમથી ગ્રાહક થનાર પાસે રૂ.૧, પાછળથી રૂ.૧॥.**

આ "લગ્ન" ના પુસ્તકના રચનાર પ્રખ્યાત મ-સ્તિષ્કવિદ્યાશાસ્ત્રી ડૉક્ટર આર. બી. ડી. વેલ્સનો અતિ ઉપયોગી, વિશ્વોપકારક અને જગવિખ્યાત શાસ્ત્રીય ગ્રંથ છે, અને તે "લગ્ન"ના પુસ્તકથી પહેલાં તેણે રચેલો છે. કેટલાઓના માનવા પ્રમાણે તે "લગ્ન"નો પહેલો ભાગ છે. તેમાં કેટલાક મુખ્ય દર્દોનાં કારણ, લક્ષણ અને ઉપાય ઘણી ઉત્તમ રીતે બતાવેલાં છે. આ ગ્રંથ દરેક બુદ્ધિશાળી સ્ત્રી પુરૂષોને તથા ખાસ કરીને દેશી વૈદ્યો, અને ડૉક્ટરોને સૌ અવશ્ય અ-વલોકન કરવા યોગ્ય છે. ગ્રાહક થવા ઇચ્છનારે કચ્છ ભુજ "સરસ્વતી શૃંગાર" ઑફિસમાં પોતાના પૂરતા સરનામા અને ચોકસ ઠેકાણા સાથે લખી જણાવવું. તથા ગ્રંથ બહાર પડતાં સુધીની મુદતમાં તેમના સરનામાની ફેર બદલી થાય તો તે પણ એક કાર્ડથી લખી જણાવવું.

# આડત અને કમિશન.

ભુજ "સરસ્વતી શૃંગાર" ઑફિસ. આબરૂદાર વ્યાપારિયોનો માંગડ માલ યોગ્ય કમિશન લઇ વેચી આપશે તથા વેચાયલા માલના નાણાં તાકીદે તેમના માલિકોને મોકલી આપશે. માટે કચ્છ પ્રાંતે જેમને પુસ્તકો ચોપડીઓ વગેરે માલના એજન્ટની જરૂર હોય, તેમણે સદરહુ માસિકના અધિપતિ અને માલેકને નામે પત્ર વ્યવહાર ચલાવવો.

અમારાં કોઇ પણ પુસ્તકોની ૪ પ્રત એક પાર્સલમાં મંગાવનારને પોસ્ટેજ માફ, આઠ એક પ્રત લેવે, ૧૦ પ્રતે ૧૫ ટકા, ૨૫ પ્રતે ૨૦ અને ૫૦ કે તેથી વધારે પ્રતો મંગાવનારને ૨૫ ટકા કમિશન આપવામાં આવશે.

## "સરસ્વતી શૃંગાર"ના ગ્રાહકોને "ખાસ લાભ."

જેઓ અમારા માસિક "સરસ્વતી શૃંગાર"ના ગ્રાહક હશે, અને જેમણે ચાલતી સાલનું લવાજમ મોકલી આપ્યું હશે, તેમને અમારૂં કોઇ પણ પુસ્તક (એક નકલ મંગાવશે તોપણ) ૨૫ ટકા કમિશન કાપીને આપવામાં આવશે.

| | |
|---|---|
| કચ્છ—ભુજ<br>"સરસ્વતી શૃંગાર"<br>ઑફિસ. | જીવરામ અજરામર ગોર<br>"સરસ્વતી શૃંગાર" ના<br>અધિપતિ અને માલેક. |

## "સરસ્વતીશૃંગાર" ઑફિસનાં પુસ્તકો.

| ક્રમ | પુસ્તકનું નામ ઇત્યાદિ | કિંમત રૂ. આ. | પોસ્ટેજ આ. પા. |
|---|---|---|---|
| ૧ | વિદુરનીતિનું કવિતારૂપ ભાષાન્તર* | ૦—૧૦ | ૧—૦ |
| ૨ | વાર્તાવિનોદ. પ્રથમ દર્શન. | ૧—૮ | ૨—૦ |
| ૩ | સુખ સન્માર્ગ+ | ૧—૪ | ૨—૦ |
| ૪ | ભગવત પિંગળ * | ૧—૦ | ૧—૦ |
| ૫ | લગ્ન (નવી આવૃત્તિ.) | ૦—૧૨ | ૧—૦ |
| | ,, પાકા ગિલ્ટના પૂઠાની. | ૧—૦ | ૧—૦ |
| ૬ | માધવી કંકણ ( નૉવેલ ) | ૧—૪ | ૨—૦ |
| ૭ | સાત ખૂન (ડિટેક્ટીવ નૉવેલ.) | ૦—૮ | ૦—૬ |
| ૮ | પ્રેમ પંચોતરી+ (બીજી આવૃત્તિ) | ૦—૩ | ૦—૬ |
| ૯ | કાવ્ય કળાધર કળા ૧ લી+ | ૦—૮ | ૦—૬ |
| ૧૦ | મેઘાડમ્બર+ (બીજી આવૃત્તિ ) | ૦—૪ | ૦—૬ |
| ૧૧ | મોજદીન મેહેતાબ (બીજી આવૃત્તિ) | ૦—૩ | ૦—૬ |
| ૧૨ | ખુશમો કુમારી. (બીજીઆવૃત્તિ) | ૦—૮ | ૧—૦ |
| ૧૩ | હિકાયતે લતીફ*(નાની વાર્તાઓ.) | ૦—૪ | ૦—૬ |
| ૧૪ | ઉઢો અને હોથલ(નવી આવૃત્તિ.) | ૦—૮ | ૧—૦ |
| | ,, પાકા ગિલ્ટના પૂઠાની. | ૦—૧૨ | ૧—૦ |
| ૧૫ | દાદાભાઇ સ્તોત્ર.+ | ૦—૨ | ૦—૬ |
| ૧૬ | "સરસ્વતીશૃંગાર" પુ.૧લું બાંધેલું. | ૩—૦ | ૪—૦ |
| ૧૭ | ,, પુ.૨જું ,, | ૨—૮ | ૩—૦ |

**મળવાનાં ઠેકાણાં:—અમદાવાદ**—મેસર્સ ચિમનલાલ ચુનીલાલ એન્ડ કું. " આર્યોદય " પ્રેસ બિલ્ડીંગ ( સોલએજંટ ), બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે; **મુંબાઈ**—પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી; **સુરત**—બુકસેલર—બાલુભાઈ ઇચ્છારામ; **વડોદરા**—જાણીતા બુકસેલરો; **રાજકોટ**—બુકસેલર બહેચરભાઈ મેઘજી; **માંડવી ( કચ્છ )**—નાગોરી ચાંપસિંહ ખીમરાજ અને મુલ્લાં કરીમજી; **અંજિઆર**—મિ૦ લાલજી જ્યેષ્ઠારામ મહેતા (કાસમભાઈ કરિમાણીની પેઢી પર.) **ભુજ** મેસર્સ વાઘજી શિવરામ એન્ડ કંપની તથા અમારી ઑફિસ.

| કચ્છ—ભુજ<br>"સરસ્વતી શૃંગાર"<br>ઑફિસ. | **જીવરામ અજરામર ગોર.**<br>અધિપતિ " સરસ્વતીશૃંગાર. |
|---|---|

આ લીસ્ટમાંનાં (*) આવી નિશાનીવાળાં પુસ્તકો મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબ તથા વડોદરા સ્ટેટના મે. વિદ્યાધિકારી સાહેબ બંનેએ અને (+) આવી નિશાનીવાળાં માત્ર વડોદરાના મે. વિદ્યાધિકારી સાહેબે "ઇનામ અને સ્કૂલ લાયબ્રેરી માટે મંજુર " કરેલાં છે.

